

JAGATGURU

Acharya Srimat Swami Pranabanandaji

*Founder, Bharat Sevasram Sangha*

*211, Rashbehari Avenue*

*(Ballygunge, Calcutta)*

— जगद्गुरु —

आचार्य्य श्रीमत् स्वामी प्रणवानन्दजी

प्रतिष्ठाता, भारत सेवाश्रम संघ

( बालिगञ्ज, कलकत्ता )

—জগদ্গুরু—

আচার্য্য শ্রীমৎ স্বামী প্রণবানন্দজী

প্রতিষ্ঠাতা, ভারত সেবাশ্রম সঙ্ঘ ( বালীগঞ্জ, কলিকাতা )

PRINTED BY BENGAL AUTOTYPE CO., CAL.

ॐ

# જ્યોતિ

વાર્ષિક - અંક
૧૯૫૮ - ૫૯


પ્રકાશક :- પૂજ્ય સ્વામીશ્રી
યતીશ્વરાનંદજી
ભારત સેવાશ્રમ સંઘ
નવરંગપૂરા.
અમદાવાદ - ૯.



તંત્રી :- બાળકૃષ્ણ ગો. પંડ્યા.
B.Sc. S.T.C. B.Ed.

સહતંત્રી :- કાન્તિપ્રસાદ લા. દવે.
B.Com.

ॐ

# અર્પણ

પરમ પૂજયપાદ સ્વામીશ્રી
અદ્વૈતાનંદજી ના
આશર્વાદ સ્વરૂપ આ અંક
તેઓશ્રીને સમર્પિત કરીએ
છીએ.

– પ્રકાશક.



Learned preacher and orator of the " Bharat Sevashram Sangh" and Leader of the 'Indian Cultural Mission" :-

**Swami Shri Advaitanandji Maharaj**

" भारत सेवाश्रम संघ "के विद्वान धर्मप्रवक्ता तथा सांस्कृतिक मिशनके नेता :

**स्वामी श्री अद्वैतानन्दजी महाराज**

# અનુક્રમણિકા





17 ચાલુ સાલમાં આશ્રમમાં રહેલા શિષ્યોની નામાવલી.

૧. રાસબિહારી દેસાઈ M.Sc. દ્વિતિય વર્ષ.

૨.

ॐ

# ૧ આમુખ

સહનાવવતુ, સહનૌ ભુનક્તુ સહ વીર્યં કરવાવહૈ
તેજસ્વિનાવધીતમસ્તુ, મા વિદ્વિષાવહૈ
ॐ શાન્તિઃ શાન્તિઃ શાન્તિઃ

પરમ પૂજ્યપાદ સ્વામી શ્રી પ્રણવાનંદજીના પવિત્ર છત્ર છાયામાં ભારત સેવાશ્રમ સંઘની સ્થાપના થવાથી. સમાજ સેવાની વિધવિધ પ્રવૃત્તિઓમાં અનેરી ઉત્ક્રાંતિ થવા પામી છે. હિંદુ ધર્મ સનાતન ધર્મ છે. તેની રક્ષા કરવી એ પ્રત્યેક હિંદુની ફરજ છે. સંગઠન વૃત્તિ કેળવવી ગરીબ વર્ગની સેવા કરવી તે વર્ગને ઉન્નતિના માર્ગે દોરવામાં મદદ રૂપ થવું. વિદ્યાર્થીઓમાં આધ્યાત્મિક વિકાસ થાય તે રિતે તેમનામાં ઉંચા આદર્શો ઘડવા. તેમનું ચારિત્ર્ય ઘડતર કરવું. શરીર સંપત્તિના રક્ષણાર્થે વ્યાયામ, વગેરે ઉચ્ચ પ્રકારના આદર્શો સંઘ પ્રવૃત્તિઓમાં સમાયેલા છે એટલુંજ નહિ પણ વાસ્તવિક પણ ઓતપ્રોત થઈ ગયા છે;

સંઘં શરણં ગચ્છામિ, ધર્મં શરણં ગચ્છામિ
પ્રણવં શરણં ગચ્છામિ, આચાર્યં શરણં ગચ્છામિ.

સમાજ સેવાના કાર્યમાં, વિદ્યાર્થીઓ જ અગત્યનો ફાળો આપી શકે તે માટે તેમનું સંગઠન કરવું જરૂરી છે. તેમનામાં ઉચ્ચ આદર્શો વિકસાવવા માટે જ પૂજ્યપાદ ગુરૂજીએ આચાર્ય સ્વરૂપમાં તેમના સાધનાને મૂર્ત સ્વરૂપ આપ્યું. Work is worship. એ સૂત્ર દ્વારા આળસને દૂર હડસેલીને સેવાકાર્ય કરવું એજ સંઘનો મુખ્ય ઉદ્દેશ્ય છે. ગુરૂ એજ ઈશ્વર છે. માટે તેમની પ્રાર્થના દ્વારા તેમના આશિર્વાદ મેળવવા એજ વિદ્યાર્થીઓનું સાચું કર્તવ્ય છે.

ગુરુ કૃપાહિ કેવલમ્ :- ગુરૂ કૃપાના મદદથી અસાધ્ય કાર્યો પણ સાધ્ય થઈ શકે છે.

આ વર્ષે પરમપૂજ્યપાદ સ્વામી શ્રી અદ્વૈતાનંદજી તથા પૂજ્ય સ્વામીશ્રી યતિશ્વરાનંદજીના આદેશ અને ઉપદેશ અનુસાર આ તેમમાં વિદ્યાર્થીઓમાં સાનુકારથી વિધવિધ પ્રવૃત્તિઓ શરૂ કરવામાં આવી છે. તેમાં મુખ્ય હેતુ વિદ્યાર્થીઓની

આંતરિક શક્તિઓનો વિકાસ, કરવાનો છે. તે માટે આ વર્ષે એક હસ્તલિખિત વાર્ષિક અંક કાઢવાની ધારણા ફળીભૂત થતાં અતિ આનંદ થાય છે.

ઉપરાંત વિવેક વર્ધિની સભા અનુકુળતા પ્રમાણે યોજવામાં આવી છે; જેથી વિદ્યાર્થીઓની વાચા અને વિચાર શક્તિમાં વિકાસ થવા પામે. વિદ્યાર્થીઓ હંમેશા પ્રાતઃકાળમાં નિયમિત પ્રાર્થના કરે છે. ગીતાનો પાઠ કરે છે. વ્યાયામ કરે છે. સાંજે પણ પ્રાર્થના કરીને મનને પવિત્ર અને શુદ્ધ બનાવે છે અને તે રીતે આધ્યાત્મિક અને શારીરિક એમ બન્ને તત્વોનો સુમેળ સધાય છે.

તંત્રી.

---

## વિદ્યાર્થી મંડળની કાર્યવાહિ અને ઈતરપ્રવૃત્તિઓની નોંધ.

### વિવેક વર્ધિની સભાના સભાસદો:-

૧. અરવિંદકુમાર રસિકલાલ જાની. (મંત્રી)
૨. નટવરલાલ નાગેશ્વર વ્યાસ (સહમંત્રી)
૩. બાબુભાઈ શાંતિલાલ ઉપાધ્યાય (સભ્ય)
૪. ધૂળાભાઈ નાથાલાલ રાવળ. (સભ્ય)

## વાર્ષિક અહેવાલ

વિદ્યાર્થી-મિત્રો,

ભારત સેવાશ્રમ સંઘ સંચાલિત 'વિદ્યાર્થી-ભવનના' આશ્રયે વિવેક-વર્ધીની સભાનો વાર્ષિક અહેવાલ નીચે પ્રમાણે છે.

આ વર્ષે આપણી આ સભાએ સારા એવા વક્તાઓને આમંત્રીને તેમની વાણીનો લાભ લીધા છે.

પ્રેમચંદ રાયચંદ ટ્રેનિંગ કોલેજના પ્રોફેસર શ્રી કનૈયાલાલ જોશીએ અર્વાચિન સાહિત્ય ઉપર પોતાના વિચારો રજૂ કર્યા હતા.

ત્યારબાદ રામાનંદ કોલેજના ગુજરાતીના અધ્યાપક શ્રી. વી. એન. દવેએ સમાજ સેવાનું મહત્વ શું છે? એ તરફ વિદ્યાર્થીઓનું ધ્યાન દોર્યું હતું. ત્યાર પછીની વિવેક વર્ધીની સભામાં પરમ પૂજ્ય સ્વામીશ્રી અદ્વૈતાનંદજી ના પ્રમુખ પદે પ્રકાશ કૉલેજના અધ્યાપક શ્રી શુકલએ પોતાના પ્રવચનમાં હિંદી સાહિત્યના પ્રવાહ વિષેનો રસમય ખ્યાલ આપ્યો હતો.

ઉપરાંત પૂજ્ય સ્વામીશ્રી અદ્વૈતાનંદજી એ - ધર્મ શું છે? એનાથી દેશને શો લાભ છે? ચલચિત્રોનું સ્થાન આજ ક્યાં છે? વગેરે વિષયો ઉપર પોતાની પવિત્ર વાણીનો પ્રવાહ વિદ્યાર્થી ભવનના વિદ્યાર્થીઓ તેમજ અન્ય ભાવિક શ્રોતાજન સમક્ષ વહાવ્યો હતો.

વિદ્યાર્થીઓએ પણ આપસ આપસમાં વક્તૃત્વ હરિફાઈ કેળવવાની દૃષ્ટિએ તેમજ કોઈ પણ વિષય પરત્વે એક બીજાના વિચારોની આપલે માટે -- શિક્ષણમાં ધર્મનું સ્થાન. આદર્શ વિદ્યાર્થી - વિજ્ઞાન અને કલા જેવા વિષયો ઉપર પોતાના વિચારો રજૂ કર્યા હતા.

મહાશિવરાત્રીના મહાપર્વને દિવસે "ઈશ્વર વિષેની વ્યક્તિગત માન્યતાઓ - જેવા મહત્વના અને તત્ત્વજ્ઞાનથી ભરેલા વિષયની ચર્ચા કરી હતી જે ખરેખર રસ-પ્રદ હતી.

વિદ્યાર્થીઓએ અમને જે સહકાર આપ્યો છે તે બદલ 'સમિતિ' એમનો આભાર માને છે. અને આશા રાખે છે કે આવતા વર્ષે આ સભાને આથી પણ વધુ સહકાર મળશે.

અંતમાં પૂજ્ય સ્વામીશ્રી યતિશ્વરાનંદજી એ આ સમિતિને જે દોરવણી આપી છે. તે બદલ એમનો અમે જેટલો આભાર માનીયે એટલો ઓછો છે.

નવુ વર્ષ આપણા માટે જ્વલંત નીવડો એજ શુભેચ્છા.

મંત્રી.

## २ राष्ट्र के ऋषि युगपुरुष

V.P.

उन्नीसवी सदीके अन्तमें और बीसवीं सदीके शुरुसे, ईश्वरकी प्रेरणामय पयगंबरोके समुदायोंमे, सामाजिक, राष्ट्रिय और सांस्कृतिक सुधारक, राष्ट्र के घडवैये भारतके राष्ट्र जिवनमें प्रकाशित हुए। उन्हींमें, अंतभागमें आचार्य स्वामिश्री प्रणवानंदजी एक महापुरुष हो गये। उन्होंकी राष्ट्र घडतरकी हिलचालमें, आध्यात्मिक भौतिक, धार्मिक, शैक्षणिक, सामाजिक और सांस्कृतिक आदर्शोंकी बाबते चुनी गयी थी।
भारत सेवाश्रम संघकी स्थापना ऐसे राष्ट्र प्रेमी संत पुरुषने की थी। जिसमें सन्यासी वर्ग और निस्वार्थ कार्यकरोंमें मातृप्रेम जगानेका ध्येय था। इस दृष्टिसे राष्ट्र संतने विधविध प्रवृत्तिओ द्वारा भारतके समग्र सामाजिक और राष्ट्रिय जिवनमें वैयक्तिक और सामुहिक कल्याणकी दिशामें अंगूली चींधी।

आचार्यश्री, देवाधिदेव महादेवजीके अवतार हैं। आपके पिता परम शिव भक्त थे। आपके पिताने वर्षोंसेभी अधिक अखंड रात्री तप और मनन करके शिवजीकी प्रसन्नता प्राप्त की। फलस्वरूप देवाधिदेव शंकरने उन्होंका पुत्र होनेकी इच्छा प्रदर्शित की। उसके बाद तूर्तहि श्री विष्णु चरणदासके वहाँ १८९६ के माघी पूर्णिमाके शुभ दिनमें पुत्र जन्म हुआ।

बचपनसे हि पुत्र एक अद्भुत व्यक्ति थी। बाह्य जगत और दुसरे लडकोंके साथ आपका संबंध तनीकसा नहिं था। आप सतत चिंतन और ध्यानावस्थामें डूबे रहतेथे क्षणिक सुखोपभोगोंको तुच्छ समझकर, सतत आप जप और समाधिमें मग्न रहते थे। आपने स्वादिष्ट भोजनका त्याग किया था और मुठ्ठीभर चावल और थोडासा आलू लेकर निर्वाह करतेथे। नियमित व्यायाम

द्वारा आपने असामान्य शक्ति प्राप्त की थी। जब बड़े हुओ तो आपने ओस नश्वर जगतके बारेमें गहन चिंतन किया और संसारकी नबलाओयाँ और निरर्थकता के बारेमें ध्यान किया। अन्तिम सत्य और मुक्तिके मार्गके लिये हृदय और आत्मासे सर्व कुछ समर्पित कर दीया। आपका बचपन का नाम विनोद था।

आप प्राथमिक अध्यात्मिक तपश्चर्या के जिवन कालमें, निकट के विद्यार्थीयाँमें और युवानोंमें आध्यात्मिक जीवन और नौतिक चारित्र्य घडनेमें मदद रूप होनेको उन्हीं के संपर्कमें रहते थे।

बादमें योगीराज गंभीरनाथजीके आध्यात्मिक अनुकरणसे, तप और शाश्वत सुखकी प्राप्तिके लिये संसारिक जगतका त्याग किया। और इ. स. १९१६ में महा मासकी पूर्णिमा के पवित्र दिनमें दीक्षा ग्रहण किया। और जगविख्यात "भारत सेवाश्रम संघ" की स्थापना की।

सेंकडोंकी संख्यामें निस्वार्थी युवानों ओस पवित्र युगपुरुषके आश्रय नीचे संगठित होने लगे और मानुषिक, आध्यात्मिक नौतिक, शैक्षणिक, धार्मिक, सामाजिक प्रवृत्तिओंका विकास किया।

पवित्र प्रेम संपादित किये हुओ उत्साहि युवानोंके जिवन और चारित्र्य घडतरको आचार्य देवने सच्चा स्वरूप दिया। ओस युवानोंने संघ सेवार्थे संसारका त्याग किया और सेवाके लिये अपनी जानको समर्पित कर दी।

आत्मज्ञान और मानवसेवा यहि युवानोंका ध्येय था। ओसे त्यागी और स्वार्पण के भावना वाले कार्यकरोंके जूथकी मददसे आचार्यश्रीने राष्ट्र घडतरकी प्रवृत्ति के लिये ओक योजना तैयार की और उसको समाजमें व्यवस्थित रूपसे प्रदर्शित

की। अपनी आध्यात्मिक दृष्टि और दैवी आत्म प्रेरणा से इसकी रचना और व्यवस्थामें बीस साल तक संपूर्ण मार्ग दर्शन दिया और अपना जीवन दैवी युग पुरुष तरह व्यतित किया!

। शिव ओम् ।

जयंत ला. दुबे.
(राजपूर)



### 3. ॐ ભજન

પાણીડાં ઉલેચ્યાંને, કંઈ ના કાઢ્યો સાર
ઉલેચ્યા ઉલેચ્યા ને, કંઈ ના આવ્યું હાથ.
કૂવા ઉલેચ્યા ને વાવો ઉલેચી
કિનારા ઉલેચ્યા નદી ઘાટ.
અંતર ઉલેચ્યાં, ના તેથી કહીએ
જાગો ના આતમરામ (૨)
નીર ઉલેચ્યાં શું કામ -- પાણીડાં.

નહેરો ખોદીને ખોદ્યાં સરોવરોયાં
કોશના આંચકા પાર
ખોદી ખોદીને ખાડા બનાવ્યા
માયાના આતમરામ (૨)
ખાડા ખોદીને શું કામ -- પાણીડાં.

માનવ તું યે એ વસનારો,
કુંડ આ તીરે રામ
આગળ પાછળ ફરતાં ફરતાં
નામ લીધે છૂટી જાય (૨)
ભજ લેને હરિનામ -- પાણીડાં.

(બાળકૃષ્ણ પંડ્યા)

# વર્ષા ગીત

કવિશ્રી
કાલિદાસના ઋતુસંહાર ઉપરથી તૈયાર કરેલું

---

સખી જો. ઘનગોરંભે ગગને (૨)
વિદ્યુત ધ્વજ વ્યોમે લહેરાયે
મૃદંગ મેઘઘટાના ગગડે.
નીલ મનોહર કામીજન પ્રિય.
રાજવી વિચરે ગગને --- સખી જો--
ધારધાર લખધારે વરસે જલધર મત્ત બનીને (૨)
આકુલ ધરતી વ્યાકુલ દર્દુર ચાતક મોરા હરખે
પર્ણ પુષ્પ આભૂષણ હીનાં કમલ દેખી કરમાયાં
ભ્રમર વૃંદ નિજવાસ તજી શું ! મોર કલપ છૂપાયાં
મેઘ રચ્યો શો શામણો --- સખી જો-
કાજલ શ્યામલ જલધર જલધર ગિરિપર મનભર વરસે
નર્તન્તા મયૂરો શાં મરકતાં, સરિતોમાં જળ છલકે
કદંબ કેતકી વનવી વહેતો. તરુવરને કંપાવે
જલકણ શીતલ કુસુમ-સુવાસિત સમીરણ આવે મનને
મેઘ રચ્યો શો રમણો --સખી જો-
બકુલ-માલતી જૂઈ મૂકૂલોની માલા રચતો શિરપે
કદંબના કૂંડળ પહેરાવી વનદેવીને સજવે
જલધર વનદેવીને સજવે -- સખી જો-

0000000

સખી જો મેઘ જગતમાં મહાલે -- (૨)
ઘનઘન ઘરથી ઘર ઘર કંપતી - રજની શ્યામલ તોર
ઝરમર મેઘની ઝીલતી ધારે, કોઈ અભિસારે
દીપ તેજનાં ધરતી વીજળી પથ એનો અજવાળે
સખી જો ---
માલ્ય, લેપ, ચંદન આભૂષણો છોડી છાની છાની
રૂઠેલો આંસુ જલથી મુખને અધરે લેખની બાતી
પળ પળ કરતી કોઈ પ્રતીક્ષા, ઉર એકલ નિજ બાળે
સખી જો --
વાદળ દળનો વજ્રનાદ શો ઈન્દ્ર ધનુ ખેંચાતાં
આપ સજૂથી જલ-શીતલતાં શરે ભાખાં ઝીંકાતા
વન પથમાં આથડતાં પંખી, ઘાવ કોણ કહો ખાવે
સખી જો --
બહુ ગુણ મંડીત જલદ કાળ શુ યુવતી મન શો ભાવે !
વૃક્ષ લતા વન પુષ્પ પરે શો, વિમલ વહાલ વરસાવે
પ્રાણી પ્રાણીના પ્રાણ બનીને રમતો જીવન તાલે
સખી જો.

સંકલન: [illegible]
બી.એ. પંડ્યા.

અનુવાદક- (પ્રો. જે. પી. દવે.
એ.જી. ટીચર્સ કોલેજ
અમદાવાદ)

ૐ

૫. પરમ પૂજ્ય પાદ સ્વામીશ્રી અદ્વૈતાનંદજીની અમૃતવાણી.

(વિદ્યાર્થીઓને ઉપદેશ)

સોમ, ૨૭-૧૧-૫૯

પ્રાર્થનાનો અર્થ ઈશ્વરની પાસે માગવું, યાચના કરવી તે. ઉપનિષદમાં પણ લખ્યું છે કે, પરમ સુખ શાંતિ માત્ર પ્રવચન દ્વારાજ મળતી નથી. ઘણા ભાષણો સાંભળવાથી કે વાંચવાથી પણ શાંતિ મળતી નથી. કે ઈશ્વરનો સાક્ષાત્કાર થતો નથી. પિતાની સેવા ચાકરી કરવી એ પુત્રની ફરજ છેજ અને પુત્રને તેના બદલામાં, સંસ્કાર આપવાની પિતાની પણ ફરજ છે. પણ તે માટે, પિતા સેવા તો માગેજ છે. તેજ રીતે ઈશ્વરની સેવા ચાકરી કરવા માટે પ્રાર્થના છે. તે કરવાની રીતો જુદા જુદા ધર્મમાં જૂદી જૂદી હોય છે. પણ દરેકે પ્રાર્થના તો કરવાનીજ રહે છે. આપણો હિન્દુ ધર્મ એ સનાતન ધર્મ છે. પણ જેમ જેમ યુગ પ્રવાહ બદલાય છે તેમ તેમ તેમાં પણ નવિ પધ્ધતિઓ આવે છે. જ્યારે હાલ પશ્ચિમમાં વિજ્ઞાન યુગનું વાતાવરણ ઉભૂ થવા પામ્યું છે, અને ત્યાં વિજ્ઞાનની ઉન્નતિ થાય છે.

આપણા સમાજમાં, પ્રાર્થના પધ્ધતિઓ જૂદીજૂદી છે. જેવીકે ધ્યાન, જપ, યજ્ઞ, વિચાર જેવી ઘણીજ રીતો છે. ઉપરાંત પૂજા પધ્ધતિ એ એક આદર્શ પધ્ધતિ છે. અને તેમાં પણ ધ્યાન કરવાની રીત ઘણીજ ઉત્તમ ગણાય છે. ધ્યાન કરવા માટે, ઓછામાં ઓછું, દસેક મીનીટ શાંત ચિત્તે બેસી તેનો અભ્યાસ કરવો જરૂરી છે. અને તે માટે મનન કરવું જોઈએ.

ગુરૂ એ સત્ય છે. ગુરૂ એજ જ્ઞાનનો પ્રકાશ છે. એજ જ્ઞાનનો દિવો છે, માટે ગુરૂપૂજાનું મહત્વ વિશેષ હોવું જોઈએ. ગુરૂ, જ્ઞાન પધ્ધતિસર શિષ્યને સમજાવે છે. આપણા પ્રાચિન ઈતિહાસમાં પણ, ગુરૂકુળ પ્રથા શિક્ષણ માટે, આદર્શનીય ગણાતી હતી. સંસ્કૃતિનો ધોધ વહેવડાવવામાં ગુરૂનું સ્થાન ઉંચી કક્ષાનું ગણાતું અને સમાજમાં પૂજનીય ગણાતું અને તે દ્વારા શિષ્યો જ્ઞાન-પ્રાપ્તિ કરતા.

હૃદયનો અંધકાર દૂર કરનાર ગુરૂ છે; સર્વોપરિ શક્તિ પણ ગુરૂ છે. તેમની પ્રાર્થના કર્યા શિવાય, જીવનમાં ઉપાધિઓ અથવા આદર્શ સ્થાન પ્રાપ્ત કરી શકાતું નથી. તેમની કૃપા શિવાય સમાજમાં ઉચ્ચ દરજ્જા પણ મેળવી શકાતા નથી. એટલે તેમના તરફનો વિશેષ પ્રેમ કેળવવો એજ અગત્યનું છે.

પ્રભુએ સૃષ્ટી બનાવી છે. તેમને પણ પ્રેમ ગમે છે; તેમના ઉપર વિશેષ પ્રેમ રાખનારને તે ખૂબ ચાહે છે. તેઓ કંઈ અન્યની માગણી તો નથીજ કરતા, પણ તેમણે આપણને બધુંજ આપ્યું છે તો તેના બદલામાં એ માગે છે, કેવળ પ્રેમ અને ભક્તિ.

દુનિયા એ એક બગીચો છે. તેમાંથી ઉત્પન્ન થતી ચીજોનો ઉપયોગ અને ઉપભોગ કરીને, માલિકને ભૂલી જઈએ, એ નરી મૂર્ખતાજ કહેવાય. માટે તેની સાથે સંબંધ રાખવોજ જોઈએ. ભગવાન બધીજ શક્તિઓનો સ્વામી છે.

પ્રાતઃકાળના સુંદર વાતાવરણમાંજ આત્માની શાંતિ થાય છે. તેવીજ રીતે મધ્યકાળ અને સાયંકાળ, પણ વૈજ્ઞાનિક દ્રષ્ટીએ ઉત્તમ વાતાવરણ પ્રદાન કરે છે. માટે તે સમયે પ્રાર્થના કરવી ઉચિત બને છે.

સંસારની દરેક વસ્તુઓ પંચ મહાભૂતમાંથી ઉદ્ભવી છે. ફૂલ, કર્પૂર, ચંદન વગેરેમાં ઠંડક છે. તેવી રીતે પાણી અગ્નિ વાયુ વગેરે તત્વો ઈશ્વરે આપણને, આપણાં જીવન ટકાવવા માટે આપેલાં છે, તો એજ તત્વો દ્વારા, ઈશ્વરની સેવા પૂજા કરી ભક્તિ કરવાની હોય છે. સ્તુતિ અને સ્વરમાં પણ વિજ્ઞાન સમાયેલું છે. અને એટલા માટેજ આ પાંચે વસ્તુથી આરતી ઉતારવામાં આવે છે.

બધાંજ દેવ દેવીઓના હાથમાં હથિયાર છે. એટલે હથિયાર થી આરતિમાં, શક્તિની આરતિ વણાઈ જાય છે. અને આ બધાં સાધનોથી, શક્તિનું પૂજન કરવામાં આવે છે. તેમાં ભક્તિ ઉમેરાય છે. એટલે શક્તિ અને ભક્તિનો સમન્વય થાય છે. અને તે રીતે પૂજનવિધિ કરવામાં આવે, તો તે વધુ અસરકારક નીવડે છે.

આધુનિક યુગમાં, ફક્ત ભક્તિ વડેજ પૂજા થાય છે, જ્યારે શક્તિનો ઉપયોગ કરવામાં આવતો નથી, અર્થાત્ બન્નેનો મેળ સધાતો નથી. એટલે દરજ્જે પૂજા અધૂરીજ ગણાય.

મંગળ - તા - ૨૫ ૧૧/૫૮

કેટલીક વખત તો, કરેલી પ્રાર્થના સફળ થતી નથી, કારણ કે, તે આંતરિક ભાવનાથી, નથી કરવામાં આવતી, એટલે, તેમાં ખામીઓ રહી જાય છેજ. બાજું આ પ્રાર્થનાનું ફળ એકાએક તો નથીજ મળતું. કેરીનું બી જમીનમાં વાવીએ અને તેની, લાંબા સમય સુધી સેવા કરીયે ત્યારેજ તેનું ફળ લાભદાયી નીવડે. પરંતુ ફળ મેળવવાની ઈચ્છા, પ્રાર્થના કરતાંજ એકાએક મળે, એવી આશા ન સેવવી જોઈએ. ફળ ક્યારે આપવું, કે ન આપવું તેનો આધાર, ઈશ્વરની મરજી ઉપર છે. માટે ધીરજ રાખીને પ્રાર્થના કરવી જોઈએ

એકવાર બે તપસ્વીઓ મુક્તિ મેળવવા માટે ઉગ્ર તપ કરવા લાગ્યા, તેવામાં ત્યાં નારદમુનિ આવી ચડ્યા, તપસ્વિઓએ પૂછાવ્યું કે, "મુક્તિ ક્યારે મળશે?" ત્યારે નારદજી તપાસ કરી આવીને કહ્યું કે તેઓનાં નામ પણ મુક્તિ માટેની યાદિમાં નોંધ્યાં નથી.

આ સાંભળી, તપસ્વિઓ તો ગુસ્સે થઈ ગયા, કારણકે તેઓ, ફક્ત મુક્તિની લાલસાએ જ તપ કરતા હતા. એટલે ચૂપચાપ કામ કરનારને, અથવા તો, મહેનત કરનારને જ ઈશ્વર સાંભળે છે. કારણકે, તેજ સાચી પ્રાર્થના છે. અને સાચી પ્રાર્થના જ ઈશ્વર માંગે છે, ખોટી નહિ. કેવળ માંગવાથી જ ફળ મળતું નથી, સાથે સાથે પુરુષાર્થ પણ જોઈએ જ. માટે પુરુષાર્થ સાથે આનંદથી પ્રાર્થના પણ કરવી જોઈએ. તેમાંય ફક્ત સ્વાર્થ વૃત્તિને નવળગી રહેતાં, બધાંને માટે પરોપકાર લાગણીથી પ્રાર્થના કરવી જોઈએ.

"सर्वेषां मंगलं भूयात सर्वे सन्तु निरामया."

બધાજ લોકોનું કલ્યાણ થાઓ બધાજ નિર્ભય રહો. એટલે કે પ્રાર્થનામાં સહુમલની ભાવના હોવી જોઈએ. આપણા ધર્મમાં વ્યક્તિગત ભાવના, જે આપણે દર્શાવીએ છીએ તે ખોટું છે. સમુહ ભાવના કેળવીને અમે બધાં એકજ છીએ તેવી દ્રષ્ટીએ પ્રાર્થના કરવી જરૂરી છે.

શરીર એ કુદરતે બનાવેલું એક અદ્ભૂત યંત્ર છે. તેની મદદથી તમે બધું કરાવી લો, અને તે માટે પુરુ-ષાર્થ કરો.. અને તમારી ઈચ્છાઓ પૂર્ણ કરો, તેવુંજ પર-મેશ્વર ઈચ્છે છે.

પ્રાર્થનાના બે પાસાં છે- એક સકામ અને બીજું નિષ્કામ. જેમાં નિષ્કામ ભાવના ઉત્તમ છે. સેવા કરનારની પ્રાર્થના પ્રભૂ જરૂર સાંભળે છે, અને તેમાં જો પ્રાર્થના આંતરિક ભાવનાથી થતી હોય તોજ સારૂં ફળ મળે છે. અને તે માટેજ પ્રાર્થના કરવી કે "મારી ઉન્નતી કરો, મને સદ્બુધ્ધિ આપો વગેરે માટે પ્રાર્થના જરૂરી છે.

બુધ- ૨૬-૧૧-૫૮

## શિક્ષા:—

શિક્ષણ મેળવવા માટે બધા શાળા-મહાશાળાઓમાં ભણે છે પરંતુ શિક્ષાની ભાવનામાં ભૂલ છે. શિક્ષાનો અર્થ થાય છે, અસિમિત જ્ઞાન, તેનો અર્થ વ્યાપક છે. પ્રત્યેક ઈન્સાનની અંદર પ્રતિભા શક્તિ રહેલી છે. તેના ગુણોનો વિકાસ કરવો એજ સાચું શિક્ષણ ગણાય. બાળકમાં જૂદી જૂદી શક્તિઓ છૂપી અવસ્થામાં રહેલી હોય છે, એટલે તેનું ઢાંકણું ખોલી નાખવુ અથવા તેમને બહાર કાઢવી એનોજ અર્થ કેળવણી થાય.

E એટલે બહાર; ducate :- કાઢવું. ઉપરાંત આત્મામાં જે શક્તિ ઢંકાયેલી છે, તેનો આવિષ્કાર કરવો એજ કેળવણીની સાચી પ્રથા છે.

ચાલુ પ્રથા પ્રમાણે આપણે તો ફક્ત વિવિધ વિષયોની માહિતિ જ સંગ્રહ કરી રાખીયે છીએ. અથવા ભણીયે છીએ. એટલેજ શિક્ષણ પ્રથા ઉંધે રસ્તે દોરવાઈ રહી છે. મનુષ્યમાં ઓછે વત્તે અંશે આલસ્ય રહેલું છે, જે, વહેલી સવારે ઉઠીને પ્રાર્થના કરવાથી દૂર

થાય છે. અત્યારે, જ્યારે જ્ઞાન ગોખણપટ્ટીથી મેળવાય છે. ત્યારે ગીતા જેવા પુસ્તકોથી આદર્શ ગુણો કેળવી શકાય છે, અને તેનાથી જ આદર્શ જ્ઞાન પ્રાપ્ત કરી શકાય છે.

આજની શિક્ષણ પદ્ધતિની મોટી ખામી એ છે, કે શું થયું છે અથવા બન્યું છે તેનો વિચાર કર્યા વિના જ ફક્ત માહિતિ જન્ય જ્ઞાન અપાઈ રહ્યું છે. અને એટલી માહિતિ કંઠસ્થ કરવાથી જ, વિષયોનું તત્વ સમજાતું નથી. પરંતુ તેને વ્યવહારના એરણ ઉપર કસવું જરૂરી હોય છે.

રાધાકૃષ્ણ રીપોર્ટ પ્રમાણે જોઈએ તો, એમાં એવો નિર્દેશ કર્યો છે કે, વિષયો વધ્યા છે ખરા, પણ તેનાથી જે આધુનિક શિષ્યો બહાર આવે છે, તેમનામાં પ્રમાણિકપણાનો અભાવ જોવા મળે છે. ઉપરાંત તેમની કાર્યક્ષમતા બહુજ, નીચા કક્ષાની હોય છે. વળી શિક્ષકોની કાર્યક્ષમતા પણ યોગ્ય નથી હોતી, તેનામાં માહિતિનું જ્ઞાન ઉપરાંત ગુણવત્તા જરૂરી છે.

આપણા દેશમાં, ઘણા ખરા લોકો અજ્ઞાન છે, અને જે શિક્ષિત છે, તેમનામાં પણ ભય, અશાંતિ અને અસંતોષ વધી રહ્યો છે. શિક્ષકો ચારિત્ર્ય ઘડતર કરી શકે તેવા અને કાબેલ નથી. બુદ્ધિવાદે દુનિયા ઉપર અંકુશ રાખવા માંડ્યો છે, ચૂસણવૃત્તિ વધી ગઈ છે, અને દુનિયા પાયમાલીને પંથે વળી રહી છે.

સંસારમાં અને સમાજમાં જીવવાને લાયક બનવા માટે જ શિક્ષણ છે. દરેક મનુષ્યમાં ઓછેવત્તે અંશે પણ, જે પશુત્વ રહેલું છે તેને દૂર કરવું, અને તેનામાં જે દેવત્વ છે તેનો ઉદય કરવો (વિકાસ) એજ શિક્ષણનો સાચો હેતુ છે.

પ્રાચિન ભારતમાં શિક્ષણ બે રીતે અપાતું હતું. પરા વિદ્યા અને અપરાવિદ્યા. પરાવિદ્યા સાથે ધાર્મિક અથવા અધ્યાત્મિક જ્ઞાન સંકળાયેલું છે. અપરાવિદ્યામાં વ્યવ-હારૂ જ્ઞાન સમાયું છે. તેમાં આયુર્વેદ, કલાઓ વગેરેનો સમાવેશ થાય છે. એકલું અધ્યાત્મિક જ્ઞાન જ નહિ પણ સાથે સાથે આ વ્યવહારિક જ્ઞાન પણ તેનું પૂરક બને છે. મહાપુરુષો જીવન ટકાવી રાખવા માટે પ્રાર્થનાનો આશરો લેતા હતા. અને તેને મહત્વ આપતા હતા. ગીતા અધ્યાત્મિક જ્ઞાન પ્રાપ્ત કરવા માટે એક અગત્યનું સાધન છે. સંસારમાં આનંદથી જીવન વિતાવવું હોય તો તે માટે અધ્યાત્મિક જ્ઞાન અત્યંત જરૂરી છે. જેમણે સંસ્કાર મેળવ્યા છે. અથવા તો જેમણે સંસાર ત્યાગ કર્યો છે. તેમના જ માટે અધ્યાત્મિક જ્ઞાન છે તેવું નથી. પણ દરેકે તે પ્રાપ્ત કરવું પડે છે. ઉપરાંત છાત્રનો અર્થ થાય છે. દેશનું ગૌરવ. એટલે તેણે પોતાના દેશનું ગૌરવ વધારવાનું હોય છે. જ્યારે અત્યારે તેનો ઉંધો જ અર્થ લેવાઈ રહ્યો છે.

૨૭-૧૧-૫૮ ગુરૂ

હાલમાં જુદાજુદા વિષયોનું જ્ઞાન અપાયછે; પરંતુ તે ગુણવત્તાની દૃષ્ટીએ અપાતું નથી. વર્તમાન યુગની કેળવણી. અપરાવિદ્યા નથી. તેથીજ બેકારી વધેછે. પ્રાયોગિક અને વ્યવહારૂ જ્ઞાનના અભાવના કારણેજ શિક્ષિતોને કામ મળતું નથી, એ આજના શિક્ષણની મોટી ત્રૂટી છે. ફક્ત સૈદ્ધાંતિક જ્ઞાનજ પૂર્ણ જ્ઞાન કહેવાતું નથી; પોતાના અંગે કામ કરવામાં પણ ફેળવાયેલા શરમ સમજે છે. અને તે માટે બીજા ઉપર આધાર રાખે છે. ગાંધીજીના મત પ્રમાણે કામ એ શિક્ષણનું મહત્વનું અંગ છે. તે શિવાયનું શિક્ષણ અધુરૂં ગણાયછે. કારણકે અનુભવ પછી દુનિયા તે રસ્તે વળી છે. આપણે ગૌણ વસ્તુને મહત્વ આપીને મુખ્ય વસ્તુ ભૂલી જઈએ છીએ.

પરદેશમાં તો બધેજ યાંત્રિક શિક્ષણ અપાયછે અને તે પણ પોતપોતાની ભાષામાંજ શિખવાયછે. પ્રાચિન સમયમાં, તક્ષશિલા વિદ્યાલયમાં પણ લોકો પરદેશમાંથી જૂદીજૂદી વિદ્યાઓ શિખવા માટે ભારતમાં આવતા, એ આપણું ગૌરવ હતું. પરદેશી વિદ્યામાં બ્રહ્મચર્યને વધુ મહત્વ અપાતું નથી, પરંતુ તેજ અભ્યાસના ખાસ પાયા રૂપ છે. વિદ્યાર્થીએ ત્રણ પ્રકારના જ્ઞાનથી માહિતગાર થવું જોઈએ. પ્રાચિન જ્ઞાન, વર્તમાન જ્ઞાન અને ભવિષ્ય-જ્ઞાન. પ્રાચિન જ્ઞાન ગીતા અથવા તો બીજાં આધ્યાત્મિક પૂસ્તકોમાંથી મળે છે. મહાન થવા માટે જ્ઞાન સિમિત છે. એવો અર્થ લેવાનો નથી. પણ તે માટે સારાં સારાં પૂસ્તકોનું વાંચન જરૂરી છે. વર્તમાન જ્ઞાન નો ઉપયોગ કરીને, વૈજ્ઞાનિક પ્રધ્યાપક; ઈજનેર, ડૉક્ટર વગેરે થઈ શકાયછે. રેડીયો ટેલીવીઝન જેવાં વૈજ્ઞાનિક સાધનો દ્વારા પણ જ્ઞાન મેળવી. શકાયછે. સમાચાર પત્રો પણ વાપરી શકાયછે. પરંતુ કુશળ થવા માટે દુનિયાનું તમામ જ્ઞાન જાણી લેવું જરૂરીછે.

પ્રત્યેક વિદ્યાર્થીની એ ફરજ છે કે, તેણે વર્તમાન જ્ઞાન ભંડારમાં કંઈને કંઈ વધારવું અથવા નવિનતા લાવવી. જ્ઞાન માં વધારો કરે તેજ ખરો અભ્યાસી છે. અને તે માટે આશાવાદીજ મહાન બનેછે. ગુજરાતમાં મોટે ભાગે આલસ્ય અને નિરાશાવાદનું સામ્રાજ્ય છે. વેપાર શિવાયના પ્રવૃત્તિઓમાં પણ ઉંડો રસ ધરાવીને, વિધવિધ ક્ષેત્રમાં વિકાસ સાધવાની તમન્ના કેળવવાની પણ જરૂરછે. લક્ષ્મીવાન મનુષ્ય કંઈ મહાન કહેવાતો નથી. માટે પુરૂષાર્થ કરીને પ્રતિષ્ઠિત થવા પ્રયત્ન કરો. તે માટે પ્રભુની પ્રાર્થના કરો. હલકા વિચારોનો ત્યાગ કરો. અને મહાન થવા માટેનું ક્ષેત્ર નક્કી કરો તેમાંજ તદ્દલિનતા અનુભવો તોજ હેતુ પાર પડશે. દેશ માટેની યોજનાઓ નો ઉકેલ લાવવા માટે પરદેશીઓ સામે જોવું પડે, અથવા તેનો સહારો લેવો પડે, તે આપણા માટે એક શરમજનક વાતછે. આપણે આપણા દેશને આબાદ બનાવવાછે ઉન્નતિને પંથે દોરવાછે. તો તે માટે આપણે પ્રયત્નો કેમ ન કરીએ? અને આગળ આવવા પ્રયત્ન ન કરીએ?

૨૮-૧૧-૫૮ શુક્રવાર.

પ્રાચિન કાળમાં, ભારતમાં ચોસઠ કલાઓનું જ્ઞાન અપાતું હતું. એટલે શિક્ષણનો અર્થ ખૂબજ વ્યાપક હતો. જ્યારે અત્યારે તો એક અથવા તો બે વિષયોમાંજ પારંગત થવાય છે. અને તે પણ ખરા અંત:સ્ફુરણ થી શિખાતા નથી. આ સંસારમાં જીવન જીવતાં કંઈક બનીને જાઓ. જીવનમાં શ્રધ્ધા અને આગ્રહ કેળવો. અને સમાજને કંઈક નવિન પ્રદાન કરતા જાઓ. નિતિના ધ્યેય ઉપર વેપાર કરવો એ પણ, એક પ્રકારની દેશસેવાજ છે.

અત્યારે જે જ્ઞાન મેળવાય છે, તે ફક્ત ગોખણીયું જ્ઞાન છે. પરીક્ષા સમયે જે ગોખેલું હોય તે ઓકી નાખવામાં આવે છે. પરંતુ જ્ઞાન તો પ્રકાશમય છે. તેનાથી અજ્ઞાન અને અંધકાર દૂર થાય છે. જ્ઞાન એ શક્તિ છે. પરંતુ તે મેળવવા માટે, શ્રધ્ધા અને તત્પરતા હોવા જોઈએ. વિજ્ઞાનના આવિષ્કારથી શક્તિનો ખૂબજ વિકાસ થયો છે. ચમત્કારો વધી ગયા છે. પરંતુ તે શક્તિનો યોગ્ય ઉપયોગ થવો જોઈએ; સર્વનાશને પંથે તેને વાળવી જોઈએ નહિ. ઉપરાંત તેના ઉપયોગથી કેટલોક સડો પણ સમાજમાં પ્રવેશ્યો છે. તો આ જ્ઞાન કેવળ શક્તિ જ પ્રદાન કરી શકે છે, જ્યારે શાંતિ મળતી નથી. યાદ રાખો કે આપણા ઋષિમુનિઓએ અધ્યાત્મિક જ્ઞાન દ્વારા જ શાંતિ મેળવી હતી. ચમત્કારો તો, તેમની પાસે પણ હતાજ.

સંસારના બે પાસાં છે. એક આંતરિક અને બીજું બાહ્ય. તેમાં કેટલાક અનુકુળ તો કેટલાક પ્રતિકૂળ શક્તિઓ છે. તો, પ્રતિકૂળ શક્તિને શિક્ષણ દ્વારા જીતવી પડે છે. અને તે માટે ધર્મ અને વિજ્ઞાન, એમ બન્નેનો ઉપયોગ કરો. અને આંતરિક શત્રુઓ જેવાકે; કામ, લોભ, મોહ, મત્સર ઈત્યાદિનો નાશ કરો. અથવા તેમને જીતી લો.

વિજ્ઞાન દ્વારા બાહ્યસુખ મળી રહે છે, જ્યારે આંતરિક સુખ મળતું નથી. જ્યારે પ્રાચિન કાળમાં, ધર્મ કેન્દ્રિય શિક્ષણ હતું, ત્યારે મનની સાચી શાન્તિ પ્રાપ્ત કરી શકાતી હતી;

જ્ઞાન પ્રાપ્તિ અનેક રીતે થઈ શકે છે. તેમાં શિક્ષકો, અધ્યાપકો, માતાપિતા, સમાજ વગેરે બધાથી શિક્ષણ મેળવી શકાય છે. પરંતુ, વિદ્યાર્થીને તેનામાં શ્રધ્ધા હોવી જરૂરી છે. ઉપરાંત ભણવાનો આગ્રહ પણ જોઈએ. કેટલાક ગરીબ હોવા છતાં શ્રધ્ધા અને આગ્રહને લીધેજ, કપરા સંજોગોમાં પણ વિદ્યા મેળવીને આગળ આવે છે. તે માટે પોતાનામાં વિશ્વાસ પણ હોવો જોઈએ. વિદ્યા વિનયથીજ શોભે છે. તો જ્ઞાન લેવા માટે નમ્ર બનવું જોઈએ. જ્ઞાનને કોઈ સીમા નથી. ગમે તેટલું જ્ઞાન મેળવીએ છતાં તે અપૂર્ણજ ગણાય છે. માટે જ્ઞાન પ્રાપ્ત કર્યા પછી પણ, તે વિશેનો ઘમંડ, આડંબર, કે અભિમાન ન રાખવું જોઈએ. પરંતુ વધુને વધુ મેળવવા પ્રયત્ન ચાલુ રાખવો જોઈએ. એટલે કે નિરંતર જ્ઞાન-પિપાસુજ રહેવું જોઈએ.

૩૦-૧૧-૫૮ રવિ

**શ્રદ્ધા :-** વિનય ભાવથી જાણવાની ભાવના એજ શ્રદ્ધા. તે માટે ગુરૂમાં, શાસ્ત્રો અને અધ્યયન માં વિશ્વાસ ઉત્પન્ન કરવો જોઈએ. સ્ટેલીન અને લેનીન જેવા પુરૂષો મોટા કામોમાંથીજ, એક માત્ર શ્રદ્ધાને બળેજ ઝળકી ગયા. કુદરત એ એક મહાન ગ્રંથ છે. તેનો અભ્યાસ કરો. ફક્ત પુસ્તકિયા જ્ઞાનજ પૂરતું નથી. કુદરતના અવલોકન માટે પણ, ભાવના અને શ્રદ્ધાની જરૂર છેજ. હું કંઈક શીખું અથવા જાણું, તેવી ભાવના, સતત, આપણામાં રહેવી જોઈએ. અને તે માટેનો આગ્રહ જરૂરી છે. આવી ભાવનાથીજ મહાન જ્ઞાની બની શકાય છે. નવિન બાબતોનું જ્ઞાન, હંમેશા મેળવતા રહો. અને તે ઉપર મનન કરો.

ગુરૂને પ્રણામ કરવાનું શું રહસ્ય છે? તેમાં પણ જ્ઞાન પ્રાપ્તિજ છે. મહાન પુરૂષો પ્રત્યે શ્રદ્ધા-ભાવના, એજ પ્રણામ દ્વારા આપણે વ્યક્ત કરીએ છીએ. અને તે રીતે તેમની આશિષ મેળવીએ છીએ.

સોબત તેવી અસર થાય છે. અનિતિનું ફળ પણ ખરાબજ હોય છે. તેવું ભોજન કરવાથી પણ ખરાબ ભાવનાઓ ઉત્પન્ન થાય છે. તેનાથી અશ્રદ્ધા અને અવિશ્વાસ ઉત્પન્ન થાય છે. માટે ખરાબ વિચારોનું દમન કરવું જોઈએ. જે, મહાપુરૂષોમાં શ્રદ્ધા રાખે છે, તે અવશ્ય, તેમની કૃપા મેળવીને આગળ આવી શકે છે. વાલ્મિકિ કે જે, અસલ લૂંટારા સ્વરૂપમાં હતા, તે, મહર્ષિ નારદના આશિર્વાદથીજ અને બોધથી ઉત્તમ પદ પામ્યા હતા. માટે સત્સંગ બહુ જરૂરી ચીજ છે. તે માટે જીજ્ઞાસા ભાવના, શ્રદ્ધા અને શુદ્ધ પ્રેમ હોવો જરૂરી છે. શ્રદ્ધા વિનાનું દરેક કામ અપૂર્ણજ રહે છે. વિશાળ દ્રષ્ટીકોણ રાખીને, શુદ્ધ અને પવિત્ર ભાવના વડે ભણવાથીજ, મહાન પદની પ્રાપ્તિ થાય છે.

વિદ્યાર્થીજીવન. સ્વચ્છ, શુદ્ધ, ઉચ્ચ અને આદર્શરૂપ હોવુ જોઈએ. માતાપિતા એ સાક્ષાત દેવ-દેવી સ્વરૂપ છે. તેમણે જન્મ આપ્યો છે. તેમનું ઋણ અદા કરવું જોઈએ. તેમની સેવા-પૂજા કરવી જોઈએ અને તેમના પ્રત્યે સદ્ભાવના રાખવી જોઈએ. ધીરે ધીરે શ્રદ્ધા વધારતા જાઓ, અને યાદ રાખો કે જે વિષયમાં અનંત ભાવના રખાય છે, તોજ, તે વિષયમાં પૂર્ણ બની શકાય છે.

૧-૧૨-૫૮ સોમ.

સમાજમાં, આજે હિંસા અને અહિંસામાં માનનાર, બે પક્ષો છે.

જ્ઞાન પ્રાપ્તિ માટે શ્રદ્ધા શિવાય બીજું સાધન નિષ્ઠા છે. તત્પરતાના અભાવે પણ શિક્ષણ મળતું નથી. શાળામાં, જે શિક્ષણ અપાય છે, તેમાં વિદ્યાર્થીઓ તત્પર હોતા નથી. આળસુ માટે જ્ઞાન, છેજ નહિ. જે અભ્યાસ લીધો હોય, તેને નિષ્ઠાથી વળગી રહેવું જોઈએ. અને તે માટે ધ્યાન ની જરૂર છે. એકલવ્યે, ધ્યાન અને નિષ્ઠાથીજ જ્ઞાન પ્રાપ્તિ કરી હતી. કદાચ વારંવાર પ્રયત્નો કરવા પડે.

છતાં તેમાં આગ્રહ કેળવવો જોઈએ. તે માટે તલ્લીન થવા પ્રયત્ન કરો. અને તેમાં ડૂબી જવાની કોશીષ કરો, તોજ જ્ઞાન પ્રાપ્ત થશે અને મહાન થવાશે.

ઉપરાંત ઈંદ્રિયનિગ્રહ અથવા બ્રહ્મચર્યની ખૂબજ જરૂર છે. "छात्रानाम् अध्ययनं तपः" પ્રાચિનકાળમાં, તપશ્ચર્યા એજ શિક્ષણનું સાચું તત્વ હતું. માટે દરેક શિષ્યે એટલે કે વિદ્યાર્થીએ, બ્રહ્મચર્ય પાળવુ જરૂરી છે. બ્રહ્મચર્યના બે અર્થ થાય છે. એક અર્થ :- જે ભગવાનમાં વિચરે છે અથવા ભગવાનનો વિચાર કરે છે, તે; અને બીજો અર્થ છે વીર્યધારણ અથવા શક્તિની રક્ષા. લોહીમાંથી વીર્ય ઉત્પન્ન થાય છે અને તેનાથી મેધા શક્તિ ઉત્પન્ન થાય છે. ઉપરાંત જૂદી જૂદી શક્તિઓ ઉત્પન્ન થાય છે: ઓજસ, યાદ શક્તિ; પ્રતિભા વગેરે બ્રહ્મચર્યના પ્રભાવથીજ ઉદ્ભવે છે.

તે કેળવવા માટે સંકલ્પ બળ હોવું જોઈએ. બૂરા વિચારો નાબૂદ કરવા જોઈએ. બૂરી સોબત અને બૂરાં કાર્યો ન કરવાં જોઈએ, તે માટેના સંકલ્પો પણ ઢીલા ન હોવા જોઈએ.

આહાર, ખોરાક કલુષિત લેવામાં આવે - રસોઈ બનાવનારની ભાવના પણ ખરાબ હોય, તોય ખરાબ ભાવના અથવા ભાવો ઉત્પન્ન થાય છે. તેથી રસોડું તેમજ રસોઈકાર બન્ને શુધ્ધ હોવું જરૂરી છે. ખાદ્યપદાર્થો પણ સાત્વિક હોવા જોઈએ. ડૂંગળી, લસણ, મસાલાઓનો ઉપયોગ કરવાથી તામસ પ્રકૃતિ અને પરિણામે તેમાંથી ખરાબ ભાવના અને વિચારો પેદા થાય છે. તેથી જલ્દી પચે તેવો અને સાત્વિક ખોરાકજ લેવો જોઈએ. ઘી, દૂધનો વિશાળ પ્રમાણમાં ઉપયોગ કરવો જોઈએ. તોજ વીર્યવાન બની શકાય છે. મહિનામાં ઓછામાં ઓછા એકાદ બે ઉપવાસ પણ જરૂરી છે કારણકે તેનાથી મન શુધ્ધ થવાથી શુધ્ધ અને પવિત્ર બને છે. ઉપરાંત ખોટા વિચારો અને ભાવનાઓનો સદંતર નાશ થાય છે.

પોષાકની બાબતમાં પણ, સાદાઈ જરૂરી છે. સાદુ જીવન અને આદર્શ વિચારો કેળવવા જોઈએ. લાક્ષણિક અને વાસ્તવિક જરૂરિયાત પ્રમાણેજ, વસ્તુઓનો ઉપયોગ કરવો જોઈએ અને પ્રમાદી દષ્ટીનો નાશ કરવો જોઈએ.

ઉંઘ (નિદ્રા) ની બાબતમાં, ૨૬ વર્ષની ઉમ્મર વટાવતાં, ૬ કલાકથી વધુ નિદ્રા લેવી જોઈએજ નહિ. વધુમાં વધુ સાત કલાકની ઉંઘ લઈ શકાય ખરી, અને દિવસે પણ ખૂબ પરિશ્રમ પડ્યો હોય તોજ, થોડો આરામ કરવો જરૂરી છે. પણ તે માટે બને ત્યાં સુધી નિગ્રહ રાખવો. અને આળસુપણાનો સદંતર ત્યાગ કરવો જોઈએ. આહાર, નિદ્રા, ભય એ ત્રણ બાબતો ઉપર સંયમ કેળવવો એમ શાસ્ત્રમાં પણ કહ્યું છે.

૨-૧૨-૫૮, મંગળ.

આજ આજ ભાઈ અત્યારે એ કહેવત પ્રમાણે, કાલનું કામ આજે કરવું જોઈએ, અને તે રીતે સમયનો સદુપયોગ કરતાં શીખો. મિત્રો પણ સારા કરવા જોઈએ. ખરાબ સંગતથી કે સોબતથી બ્રહ્મચર્ય નાશ પામે છે. જો બ્રહ્મચર્ય ઉપર સંયમ ન રાખી શકાય તો પછી ક્ષય જેવા રોગોના ભોગ થવું પડે છે. અને વિવિધ શક્તિઓનો વિકાસ અટકી જાય છે. અને ગમે તેવી ઉજ્જવલ કારકિર્દી હોય તો, તે પણ છેવટે નાશ પામે છે.

વ્યસનો પણ દૂર કરવાં જોઈએ, અને તે રિતે દૂષણો નો ત્યાગ કરવો જોઈએ. ઉપરાંત ઈશ પ્રાપ્તિ માટે, ધ્યાન જપ-તપ વગેરે કરવું જોઈએ. બૂરાં વ્યક્તિઓ, બૂરાં પુસ્તકો અને બૂરી વસ્તુઓથી હંમેશા ચેતીને ચાલો. અને તે તરફ બિલકુલ ધ્યાન ન આપો. દરેક વ્યક્તિમાં શયતાનીયત તેમજ દૈવી ગુણો રહેલા છે; તેમાંથી શયતાનીયતના દૂષણો દૂર હડસેલો અને તે માટે મન નિગ્રહ કેળવો.

વ્યાયામ એ શરિરના વિકાસ માટેનું એક જરૂરી તત્વ છે. પરદેશી રમતો ખર્ચાળ છે માટે દેશી રમતો પ્રત્યે વધુ ધ્યાન આપો. કસરત નહિ કરવાથી આળસુ અને પ્રમાદી બની જવાય છે. કસરત કરવાથી મન અને શરીર બન્ને પ્રફુલ્લિત બને છે. આલસ્ય નાશ પામે છે અને કાર્યદક્ષતા વધે છે.

ભારતની રક્ષા કરવી એ દરેક હિન્દીઓની ફરજ છે. એટલે કસરત કરો અને શરીરને સુદૃઢ બનાવો. લડાયક બનો. એકલો પ્રેમજ, લોકોમાંથી દુષ્વૃત્તિઓ ટાળવા માટે સહાયક થઈ શકતો નથી. કોઈવાર તે માટે દંડનીતિનો ઉપયોગ પણ કરવોજ પડે. અહિંસાનો આદર્શ દરેક બાબત માટે સત્ય હોતો નથી. જૈન સાધુઓ અહિંસામાં માનતા હોવા છતાં હાથમાં દંડ તો રાખેજ છે. વળી આત્મ રક્ષણ માટે તેની જરૂર પડેજ છે. એટલે સમાજમાં ખરાબ તત્વોનો નાશ કરવા માટે, પ્રેમ, નીતિ અને જરૂર પડ્યે હિંસાનો સાથ પણ લેવોજ પડે. સંસારમાં જીવવા માટે વીર બનવું પડે. અને જો રાજ્યની બાબતમાં અહિંસા પાળવામાં આવે તો, અવશ્ય દેશની પડતીજ થાય.

૩-૧૨-૫૮, બુધ.

સમાજમાં આજે હિંસા અને અહિંસામા માનનાર બે પક્ષ છે. છતાં શાંતિ સ્થાપવા માટે હિંસાનો કોઈકવાર ઉપયોગ કરવો પડે છે. પ્રેમ અને દંડ એમ બન્નેનો ઉપયોગ વધારે લાભદાયી નીવડે છે. હિંસાની નીતિ વાસ્તવિક છેજ. કૃષ્ણ ભગવાનને પણ એ નીતિનો આશરો લેવો પડ્યો હતો. ક્ષમા અને અહિંસાને સીમા તો હોવીજ જોઈએજ. "अती सर्वत्र वर्जयेत्" માટે મધ્યમાર્ગજ શોધવો પડે

ભગવાન બુધ્ધે ચીંધેલો અહિંસાનો માર્ગ કલ્યાણકારી હોવા છતાં, રાજ્યકારણમાં શાંતિ સ્થાપવા માટે કોઈક વખત તે બિનઉપયોગી પણ નીવડે છે. હવા, પાણી, ખોરાક વગેરેમાં જંતુઓ હોય છે. પણ તે અર્થમાં અહિંસા નથી. કોઈનું દિલ ન દુભાવવું તે પણ અહિંસા છે. ગાંધીજીના મતાનુસાર અહિંસા એક પ્રબળ શસ્ત્ર છે. સામનો ન કરતાં પાછેહઠ અને સમાધાન કરવું પડે. પણ દેશ અને સમાજ રક્ષાને માટે તો હિંસાનો આશરો લેવો જ પડે છે.

ક્રોધનાં ત્રણ પાસાં છે. તામસિક, રાજસિક અને સાત્વિક. તામસિક ક્રોધ કેવળ ઝઘડો કરવા પ્રેરે છે. જ્યારે રાજસિક ક્રોધ નાશ કરવા પ્રેરે છે. પરંતુ સાત્વિક ક્રોધ ઉત્તમ ગણાય છે કારણ કે તેમાં પુણ્ય પ્રકોપ હોય છે. પિતા અથવા શિક્ષક બાળકને દંડ આપે છે. અર્જુન એ દ્રોણ ગુરુના યુધ્ધમાં આ પ્રકારનો પુણ્ય પ્રકોપ હતો. પરસ્પર પ્રેમ નીતિ તો હતી જ, છતાં સમાજમાં નીતિનું રક્ષણ કરવા માટે હિંસાનો આશરો લેવો પડે છે. ફક્ત ક્ષમા અને અહિંસા દ્વારા દેશનો ઉધ્ધાર થતો નથી. અને જુઓ કે તેથી દેશ તંત્ર કેટલું બગડી ગયું છે? નીતિ ચાલી ગઈ છે. અને અનીતિના તત્વો કેટલાં વધ્યાં છે? જ્યાં સુધી મનુષ્યમાં અધ્યાત્મિક ભાવ પેદા થતો નથી ત્યાં સુધી, તે સાચી સેવા કરી શકતો જ નથી. પાપનો સામનો કરો. ગુંડાગીરી અત્યાચાર વગેરે અટકાવો, અને તે રીતે આજે રક્ષા કરવાની જરૂર છે. પાપના નાશ માટે અને ધર્મની રક્ષા કરવા માટે, કૃષ્ણ ભગવાનને પણ અવતાર લેવો પડે છે. એટલે કે નીતિ ઉપર દેશતંત્ર હોવું જોઈએ. દુનિયામાં જો યોગ્ય સ્થાન મેળવવું હોય તો મનમાં બળ અને શરીરમાં શક્તિની જરૂર છે. સાથે સાથે તપ અને આત્મચિંતનની પણ જરૂર છે જ. એટલે વ્યાયામ કરો. શરીર સુદૃઢ બનાવો કે જેથી રક્ષા થઈ શકે. ઉપરાંત સુનીતિ કેળવો અને અનીતિનો સામનો કરો.

૭-૧૨-૫૮ ગુરુ

જ્યારે મનુષ્ય આદિ અવસ્થામાં હતો ત્યારે તેને કોઈ જાતનું ભાન ન હતું. પણ ધીરે ધીરે તેનામાં, સારા નરસાનો અને વિવેક બુદ્ધિનો ખ્યાલ વિકસ્યો. કઈ વસ્તુ હાનિકારક છે તેનો પણ, તેને ખ્યાલ થયો. છતાં કેટલીક વખત બૂરી આદત ઈચ્છા કરવા છોડી શકાતી નથી. તે માટે મનમાં એક પ્રકારનો સંગ્રામ થાય છે. અને સર્વનાશને પંથે લઈ જનાર ઈચ્છાઓને વશ થઈને તેવાં કાર્યો કરવા પ્રેરાય છે.

મનના બે ભાગ છે. એક ભાગ, તેવાં કાર્યો કરવા કહે છે, જ્યારે બીજો ભાગ તે છોડી દેવા કહે છે.

મન ઉપર સંયમ કેળવવો, એ ફક્ત ત્યાગી કે સંતપુરૂષો માટે જ નથી. પણ વિદ્યાર્થીઓએ ધ્યાન કેળવવા માટે મનને વશ રાખવું પડે છે. પવનને જેમ વશ રાખવો કઠિન છે, તેજ રીતે મનને વશ રાખવું કઠિન છે જ. કારણ કે મન કદાપિ શાંત રહેતું નથી. અને તેથીજ અશાંતિ અને દુઃખ ઉત્પન્ન થાય છે. માટે ઉન્નતિ, કલ્યાણ અને અભ્યુદય પામવા માટે, તો તેને વશ કરવું એજ અગત્યનું છે.

મનની; પ્રતિકુળ અને અનુકુળ એમ બે શક્તિ છે. એટલે મન એ શત્રુ અને મિત્ર એમ બેવડી ગરજ સારે છે. ત્યારે શત્રુ મનને જીતવું. તે માટે હર હંમેશા જાગ્રત અવસ્થામાંજ મનને રાખવું. અને તેની શક્તિ અને સ્વરૂપ જાણવું જોઈએ. મનની શક્તિ અગાધ છે. જેવી રીતે સૂર્ય કિરણથી ચારે દીશાનો અંધકાર નાશ પામે છે. અને તેનાં કિરણો કેન્દ્રિત કરવાથી આગ ઉત્પન્ન થઈ શકે છે. તેવી રીતે યોગી લોકો મનને વશ રાખીને અદ્‌ભુત કાર્યો કરી શકે છે. અને મનની શક્તિઓને કેન્દ્રિત કરીને, તેમનો ઉપયોગ કરીને મહાન થઈ શકે છે.

કોઈપણ સંકલ્પ કે ઈચ્છા મનમાં જાગે, તો તે માટે પૂરતી સાવચેતી રાખો. મનની ગતિ ઉપર અંતઃમુખ થઈને વિચાર કરો. તપાસ રાખો અને વિચારી જુઓ અને સદા તે પ્રત્યે જાગ્રત અવસ્થા રાખો. મનમાં શું થઈ રહ્યું છે તે વિષે ખ્યાલ રાખો. તો તમને સમજાશે કે મન કેવું નિર્બળ કે સબળ છે. ત્યાર પછીજ તેને વશ રાખવા પૂરતો પ્રયત્ન કરો.

મનને જીતવાના ઘણા ઉપાયો છે. તેમાં મનની જે પ્રવૃત્તિ છે તેની સામે લડવાનો આગ્રહ સેવો. મનમાં જે વિચારો આવે તેનું પાલન ન કરો. અને જો ઈચ્છાઓ જાગ્રત થાય તો ગુરૂને પૂછીનેજ તેમના ઉપદેશ અને આદેશ અનુસાર વર્તન કરો. એટલે પ્રવૃત્તિ અને નિવૃત્તિ એમ બે રસ્તા મનને વશ કરવા માટે છે. પણ વિદ્યાર્થીઓ માટે, આ બન્ને રસ્તાનો સમન્વય કરવો એ ત્રીજો માર્ગ છે. તે માટે પવિત્ર વિચાર કરવો અને અપવિત્ર વિચારનો ત્યાગ કરવો. એજ આ બન્ને વૃત્તિઓનો મધ્યમ માર્ગ વિદ્યાર્થીઓ માટે અનુકુળ છે.

૫-૧૨-૫૮ શુક્ર.

મન ચંચળ છે, તેના ઉપર વિજય મેળવવો જો કે કઠિન છે. છતાં તે મેળવવાથીજ ધ્યાન કેળવી શકાય છે. ગુરૂના આશિર્વાદથી જ્ઞાન તેમજ ધ્યાન બન્ને મળે છે.

અભ્યાસના બે અર્થ થાય છે. એક તો ભણવું અથવા વાંચવું તેને અભ્યાસ કહેવાય. ઉપરાંત ચર્ચા કરવી અથવા પ્રાયોગિક અભ્યાસ એ તેનો બીજો અર્થ છે.

નીતિ નિયમનું પાલન કરનારજ આગળ આવે છે.
તેથી દૈનિક કાર્યક્રમ કરો અને તેમાં સંતોષ અનુભવો.
સંસારમાં બૂરી અને સારી એમ બે પ્રકારની ટેવો હોય છે.
કેટલીક ટેવો ખરાબ હોવા છતાં લોકો તેને પાળે છે અને
પોષે છે. અને વ્યસન પડતાં તેવી આદતો છૂટતી નથી.

આશ્રમ એ ઘર સમાન છે. સ્વામીજી ચિંતા
દૂર કરે છે એવી ભાવના કેળવો. સારી આદતો કેળવો.
સાદુ જીવન અપનાવો. કુઆદતોનો સામનો કરતાં
શીખો. દૈનિક કાર્યક્રમ ગોઠવો અને તે પ્રમાણે
નિયમિત અનુસરો. કામ કરવાથીજ જ્ઞાન પ્રાપ્તિ થાય છે.
ગાંધીજી પણ આશ્રમમાં દરેક પ્રકારના કાર્યો કરતા હતા.
માટે તેમાં શરમ રાખવી જોઈએ નહિ. સેવાભાવી
બનો અને સંતોષથી કાર્ય કરો. અને શિસ્તનું
પાલન કરતાં શીખો.

વૈરાગ્ય એ ફક્ત સાધુ સંતો માટે જ નથી.
પણ દરેક માટે છે. તેનો અર્થ એ થાય છે કે, ખરાબ
વિચારોનો ત્યાગ કરી સારા વિચારો અનુસાર વર્તવું.
ખરાબ આચાર વિચારોથી પતન થાય છે.

રૂપ જોવાથી મોહ ઉત્પન્ન થાય છે. પણ
રૂપ એ કાયમી નથી. સમય જતાં તે જર્જરિત બને છે
અને કદરૂપું લાગે છે. મનુષ્ય દેહ નશ્વર છે માટે
વિચાર શક્તિનો ઉપયોગ કરો. વિદ્યાર્થી અવસ્થામાંજ
સંસારનું સમગ્ર જ્ઞાન મેળવી લો. તેની અસર જુઓ
તેનું સ્વરૂપ જુઓ અને વિચારો. મનન કરો. તેમાંથી
વૈરાગ્ય જન્મે તો સાધુ થવાની કંઈ જરૂર નથી. પણ
તેનાથી સારા નરસા કર્મો માટે વિચારવાની ટેવો
કેળવો.

યાદ રાખો કે અનાસક્તિ વડેજ સંસારનું
સમગ્ર જ્ઞાન મળે છે. પરદેશ ગયા પછી લોકોમાં
વ્યસનો અને બૂરી આદતોનો આવિર્ભાવ થાય છે.
અને તે, પોતાની જાતને ભૂલી જાય છે. માટે જ્ઞાન
નો સંગ્રહ કરો. મન ઉપર કાબૂ મેળવો. અને
કોઈ પણ એક સંકલ્પ લઈને તેને પાળવાનો આગ્રહ
રાખો. તોજ મન કેળવાય છે અને વશ રહે છે.

સંકલ્પથી મનની શક્તિ વધે છે. વચન
પાળવુ, મૌન રાખવું એવા નાના સંકલ્પો લઈને તે
પાળવાનો આગ્રહ રાખો.

૬-૧૨-૫૮. શનિ.

"Human life is nothing but a ....
bundle of habbits."

મનુષ્યમાં ઘણા જન્મથી સંસ્કાર સંગ્રહ થઈને

આવેલા હોયછે. તે કેળવવા માટે ધ્યાન કેન્દ્રિત કરવાની જરૂરછે. આ માટે આરતિ કરીએ છીએ. આરતિમાં મૂર્તિ ઉપર મનને કેન્દ્રિત કરવાનો આજ હેતુછે. જપ દ્વારા પણ મનને તેમાં તલ્લિન થવા દેવાથી, મન કેન્દ્રિત થાયછે. પ્રાર્થના, સ્તુતિ, જપ આદિ ફક્ત સન્યાસી. માટેજ નથી, પણ બધાંને માટે છે. વિદ્યાર્થીઓએ તો તેનો અવશ્ય ઉપયોગ કરવો જોઈએ. તે માટે ઈષ્ટ દેવતામાં ધ્યાન કેન્દ્રિત કરો. દેવમાં અનંત ગુણોનો ભંડાર છે. ધ્યાન દ્વારા આ બધાજ ગુણો આપણામાં પ્રવેશે છે. અને સદ્ગુણો કેળવાયછે. જપ કરવાથી અને તેમાં મંત્રોચ્ચાર કરવાથી, તેટલા સમય માટે દુનિયા ને ભૂલી જવાયછે, અને તે રીતે મન કેન્દ્રિત થાયછે.

પરદેશોમાં લોકો, પોતાને પ્રિય હોય તેવો શબ્દ ઉચ્ચાર કરીને ધ્યાન કેન્દ્રિત કરવાનો પ્રયત્ન કરે છે.

ભક્તિભાવ વિના જીવન શુષ્ક બને છે. અશ્રદ્ધા થાયછે. અને અભિમાનનું તત્વ આવે છે. નમ્રતા કેળવવા માટે ભક્તિભાવ જરૂરી છે. ગુરૂમંત્રનો જપ કર-વાથી ફાયદો થાયછે, અને સુખી થવાયછે.

અહિં જે આરતી થાયછે, તેમાં પણ શંકર ભગવાન સ્વરૂપ, ગુરૂદેવનું સ્મરણ થાયછે. તેમના પ્રત્યે પ્રેમ ભાવથી જુઓ. અને સ્તવન કરો. ગુરૂ એ ઈશ્વર છે. તેમના આશિર્વાદ મેળવો. તેથી ગુરૂકૃપા માટે મંત્રનો જપ કરો, તેમાં ધ્યાન કેન્દ્રિત કરો.

ધ્યાન બે પ્રકારનું હોયછે. બાહ્ય ધ્યાનમાં આંખ ખુલ્લી રાખીને મૂર્તિને પ્રેમપૂર્વક નિહાળો અને સ્તુતિ કરો. અંતર ધ્યાનમાં, આંખો બંધ કરીને, ગુરુની કે ઈષ્ટ મૂર્તિને બે આંખના વચલા ભાગમાં, નાકથી. ઉપરના ભાગમાં લાવવા પ્રયત્ન કરો. અને તેમાં તલ્લીનતા અનુભવો. અથવા તો મૂર્તિને હ્રદયમાં લાવવા પ્રયત્ન કરો. ગુરૂચરિત્ર અથવા તો પારાયણ વગેરે કરવાથી પણ ધ્યાન કેન્દ્રિત કરી શકાયછે.

વિજ્ઞાન થવા માટે સારાં સારાં પુસ્તકોનું વાંચન કરો. અને ધ્યાન કેળવવા માટે મંત્ર જપ કરો. બ્રહ્મચર્ય પાળો, બ્રહ્મચર્ય નષ્ટ થવાથી મન ચંચળ બને છે. મનને કેળવવા માટે, યોગ્ય આહાર નિદ્રાનો ઉપયોગ કરો. અને તે રીતે તેને નિયમનમાં રાખો. પ્રાર્થના કરવાથી પણ મનને કેન્દ્રિત કરી શકાયછે.

૭-૧૨-૫૮ રવિ

સનાતન ધર્મમાં આધ્યાત્મિક પ્રગતિ માટે અષ્ટાંગ યોગ માર્ગ છે: આસન, પ્રાણાયામ, પ્રત્યાહાર, યમ, નિયમ, ધ્યાન અને સમાધિ વગેરે. યમના પાંચ પ્રકાર છે. અહિંસા, સત્ય, અપરિગ્રહ, બ્રહ્મચર્ય, અસ્તેય વગેરે. પોતાના સ્વાર્થને માટે બીજાને દુ:ખી ન કરવા. મોટા જીવને મારવો અને નાના જીવ ને બચાવવો એ

અહિંસા નથી. મનમાં કોઈ વ્યક્તિનો પ્રેમ એજ અહિંસા છે. ગાંધીજી પણ ગુન્હા માટે દંડનીતિ અખત્યાર કરતા હતા. કોઈને ઈરાદા પૂર્વક દુઃખ ન આપવુ. પણ બીજાને સુખી કરવા માટે પોતે દુઃખ ભોગવવુ એવી ભાવના કેળવવી જોઈએ.

સત્ય એજ ઈશ્વર છે માટે જૂઠું બોલવું નહિ. કેટલીક વાર આપેક્ષિત સત્ય વાપરવું પડે છે. રાજકિય ક્ષેત્રમાં પણ અસત્યનો ઉપયોગ કરવો પડે છે પણ તેમાં પાપ નથી. શિવાજીને પણ રાષ્ટ્ર અને લોક રક્ષાર્થે અસત્ય કર્મોનો આશરો લેવો પડ્યો હતો, પરંતુ તેમનો ઉદ્દેશ્ય સાચો હતો. બંગાળમાં પણ ક્રાંતિવાદ દરમ્યાન નાણાકિય ભીડને પહોંચી વળવા માટે ડાકાયત કરવાની જરૂર પડી હતી.

અત્યારે પણ રાજકિય ક્ષેત્રે નાણાની જરૂર પડતાં ટેક્સ કરવેરાનો ઉપયોગ કરવો પડે છે પણ તે માટે પ્રજાની સહન શક્તિનો વિચાર કર્યા બાદ જ તે પગલું ભરવું જોઈએ. નિર્દોષ આદમીની રક્ષા માટે પણ કેટલીકવાર અસત્યનો આશરો લેવો પડે છે, પણ તેમાં અન્યાય નથી.

પરદેશમાં તો બહુ વ્યક્તિઓને સુખ સગવડો મળે તેવું કરવું એ સત્ય ગણાય છે. પણ ઈશ્વર સત્યની ભાવનાનો તેમાં અભાવ છે. ભગવાનની પ્રાપ્તિનું સાધન જેમાં નથી ત્યાં ખરૂ સત્ય સમાયેલુંજ નથી. જ્યારે રાજકિય ક્ષેત્રમાં ફક્ત Physical Plane ઉપરજ ધ્યાન અપાય છે. ભૌતિક સુખના વિકાસમાંજ આગળ વધાય છે, તે યોગ્ય નથી. તેમાં ઈશ્વર સ્તવન અવશ્ય ઉમેરાવું જોઈએ. પ્રાચિન કાળમાં જે જે મહાપુરૂષો થયા તે બધાજ અધ્યાત્મિક વાદમાં માનનારા હતા. તેવા, અર્વાચિન યુગમાં પણ ગાંધીજી સંતપુરૂષ થયા.

રશિયા જેવા દેશોમાં પણ ધાર્મિક ભાવનાને સ્થાન નથી. માટે તેમની પ્રવૃત્તિઓ કંઈ પણ મહત્વનું કાર્ય કરી શકશે નહિ. આપણા નેતાઓ પણ પશ્ચિમનું અનુકરણ કરી રહ્યા છે. દેશના કલ્યાણ માટે માત્ર સિધ્ધાંતોજ ઉપયોગી નિવડે છે તે વાત તદ્દન ગેર વ્યાજબી છે. પણ ધર્મ-પ્રચાર સત્ય, ન્યાય અને પ્રતિજ્ઞા વગેરે થીજ દેશનો સાચો ઉધ્ધાર શક્ય છે. એટલે તેનો પણ સમન્વય સાધવો જોઈએ. "सत्यम् शिवं सुन्दरम्" એ

ત્રણેય તત્વો દેશોધ્ધાર માટે જરૂરી છે. સુંદરતા સાથે, નીતિ અને પવિત્રતાની પણ જરૂર છે. ઈશ્વર એજ સત્ય છે અને સુંદર છે. માટે અન્યાયો કરીને તેમને દૂભાવો નહિ. પણ નૈતિક હિંમત સાથે પ્રભૂ પાસે તેની ક્ષમા યાચો. સત્યને વળગી રહો તેમાંજ કલ્યાણ છે.

૯-૧૨-૫૮ સોમ

સત્યનારાયણની કથા જે આપણા સમાજમાં કરવામાં આવેછે, તેમાં દૃષ્ટાંતો દ્વારા સત્ય પાલન કરવાનોજ આદર્શ સમાયેલો છે. પાપ ધોઈને ફરીથી પાપ કરવાં એ બિલકુલ અયોગ્યછે. સાધુ કે સંત પુરુષો ઉપર લોકો અવિશ્વાસ મૂકેછે, એને પરિણામે લોકોમાં ભાવના અદૃશ્ય થાયછે. રોજ બરોજના વેપારમાં પણ જૂઠ અને ઠગાઈ વધ્યાંછે.

બચપનમાંજ જૂઠું બોલવાના સંસ્કાર પ્રજામાં જન્મેછે તે માટે અસત્ય દૂર કરો અને સત્યને અપનાવો. વચન પાળવાનો નિયમ રાખો. મોટા પુરુષો કે મહાન પુરુષો પણ વચન પાળવામાં નબળા બનેછે તે યોગ્ય નથી. ગાંધીજી વચન પાળતા હતા. રામચંદ્રજી, પરશુરામ અને આદિ ઋષિમુનિઓ વચન પાળવા માટે પોતાના પ્રાણની પણ પરવા કરતા નહોતા. માટે સત્ય અને અહિંસામાં; સત્યનું પાલન કરો પણ ધર્મ કે રાજ્ય રક્ષણ માટે અહિંસાને બદલે હિંસાનો ઉપયોગ કરો. સંસારમાં રહેવા માટે હિંમત અને કુહાડાની જરૂરછેજ. કોઈને દુઃખ ન આપવું, એ ભાવના કેળવવા જેવી તો ખરી પરંતુ સર્વનાશ વખતે નૈતિક બળો એટલાંજ સહાયરૂપ નીવડતાં નથી.

સત્ય અને નીતિનું યોગ્ય પાલન થતું હોય, તોજ તોજ નૈતિક બળો અને શક્તિ સહકાર આપેછે. તે શિવાય નહિ. ભૂદાનમાં જે જમીનો મળેછે, તે ભાગ્યેજ ઉપયોગમાં લાગતી હોયછે. ત્યારે આવી અનીતિ આ ક્ષેત્રમાં રાખીને સમાજ શી રીતે ઉન્નત થવાનો છે? સત્યનો પંથ કઠિન હોવા છતાં જરૂરી છે. જ્યારે તે સાથે સાથે નીતિ જેવાં તત્વોનું પાલન કરવામાં આવશે ત્યારેજ દેશની ઉન્નતિ થશે.

૯-૧૨-૫૮. મંગળ

કોઈ પણ વસ્તુ કોઈની અનુમતિ શિવાય લાલચને વશ થઈને લઈ લેવી, તે ચોરી કહેવાય. સારી વસ્તુ હોય, તો દરેક મનુષ્યમાં તે લઈ લેવાની લાલસા કે ભાવના ઉત્પન્ન થાયછે. પણ વિવેક તેને રોકેછે. જ્યારે લોભી માણસ કાબૂ રાખી શકતો નથી પણ તે વસ્તુ લઈલેછે.

દરેક વસ્તુ માત્રમાં, પરમાત્મા સમાયેલો છે, તેવી ભાવના જો કેળવાય, તો પછી ચોરી કરવાની ભાવના નષ્ટ થાયછે. ધન માટે લોભ ન કરો પણ જે મળે તે પ્યારથી અને સંતોષથી ભોગવો. એકબીજાના સહકારથી જીવન જીવો. જીવો અને જીવવા દો નો આદર્શ કેળવો. કેટલાક મનુષ્યમાં સંગ્રહવૃત્તિ વધારે પડતી હોય છે. પણ

Scanned with CamScanner

તે માટે બીજાને દુઃખી ન કરો. આ વૃત્તિને લીધેજ કેટલાક લોકો ચોરી કરતા હોયછે. આજકાલ તો સમાજમાં સભ્ય રૂપમાં ચોરી થાયછે. જમીનદાર વર્ગ ગરીબો પાસેથી લૂંટવાની અને અનીતિની પધ્ધતિથી ચોરી કરેછે. અને તેમાંથી અશાંતિ ઉદ્‌ભવેછે. અને ઝઘડા થાયછે. માટે ત્યાગ ભાવનાથી કામ કરો.

વૃક્ષ જમીનમાંથી રસ ચૂસીને પણ ફળ તો આપેજછે. નદી, વાદળી પાસેથી પાણી લઈને પણ પરોપકાર વૃત્તિ રાખેછે. માટે જે કંઇ પણ તમે મેળવો તેના બદલામાં કંઈક તો આપવાની વૃત્તિ કેળવો. મનુષ્ય ઉચ્ચ પ્રકારનું પ્રાણી ગણાયછે. પણ તેનામાં આપવાની વૃત્તિ ઓછી છે. જ્યારે લેવાની વૃત્તિ વધારેછે. વસ્તુને ત્યાગ કરીને ભોગવો. દધિચિ મુનિએ, સમષ્ટિના કલ્યાણાર્થે પોતાનો દેહ પણ અર્પણ કર્યો હતો. એટલે ત્યાગ ભાવના કેળવો. લોકોના દુઃખમાં દુઃખી અને સુખમાં સુખી થાઓ. તે માટે વિવેક કેળવો.

ચોરીની ભાવના દૂર કરવા માટે તે ઉપર કાબૂ મેળવો. અને સંતપૂરૂષો સાથે સમાગમ સાધો. સત્સંગ કરો. કારણકે તેમ કરવાથીજ વૃત્તિઓ સુધરી જાયછે.

વિદ્યાર્થીઓમાં આ વૃત્તિ વધતીજ જાયછે. પરિણામે દેશની દુર્ગતિ થાયછે. દેશભરમાં જે ઠગાઈની ભાવના પ્રવેશી છે તેને દૂર કરવા કમર કસો. પ્રથમ પોતાનામાં જે જે ખામીઓ અથવા ત્રૂટિઓ હોય તેને દૂર કરો. અને ઉચ્ચ પ્રકારનું ચારિત્ર્યબળ કેળવો. અને દુનિયામાંથી દુઃખ હટાવવા તત્પર બનો.

૧૦-૧૨-૫૮ બુધ

પહેલાના જમાનામાં રાજાઓ સાદુ જીવન ગાળતા પ્રજા સુખી હતી. ચોરી જેવું તત્વ હતુંજ નહિ. લોકો ખૂલ્લે બારણે સૂતા હતા. ચોરી કરનારને સખ્ત દંડ કરવામાં આવતો. આદર્શ રાજાઓને કારણેજ પ્રજા, સુખી, સમૃદ્ધ અને આદર્શ ભાવનાવાળી હતી. શિવાજીના વખતમાં તો ચોરી કરનારના હાથજ કાપી નાખવામાં આવતાહતા.

આજે તો બાળપણથીજ, જે બાળકોમાં સંસ્કાર અપાયછે તેમાં નીતિ શિક્ષણ મળતું નથી. પરિણામે બાળકના માનસ ઉપર જાતજાતની અસર થવા પામેછે. અને છેવટે, તે સમાજના દુષિત તત્વો તરફ આકર્ષાયછે. અને જીવન ઘડતરના પાયામાંથીજ, ઠગાઈ ચોરવૃત્તિની ઈમારત રચાયછે. માટે બાળકને, ધર્મ અને નીતિનું જ્ઞાન આપવું જરૂરી છે. શરૂઆતથીજ બાળકનું લક્ષ્ય ધન-માયા તરફ દોરીને ઉત્તેજન આપવાથીજ ભવિષ્યમાં તેનું જીવન બદતર નીવડેછે. માતાપિતાએ બાળકમાં સુસંસ્કાર રેડવા જોઈએ.

કુમળી વયના બાળકમાં જૂદા જૂદા પ્રકારની સહજવૃત્તિઓ અને વિશિષ્ઠ શક્તિઓ વારસાગત મળેલી હોય છે. તેનો યોગ્ય ઉછેર કરવો જોઈએ. અને તેને તે રીતે સંસ્કાર આપવા જોઈએ, તેને બદલે બાળકને વધુ પડતાં લાડ લડાવીને લક્ષ્મીનો દાસ બનાવવાની જે વૃત્તિઓ માબાપ કેળવે છે તે ખોટું છે.

હિંસક પ્રાણીઓને પણ યોગ્ય શિક્ષણ આપવાથી તેમને અમુક પ્રકારનું કામ કરવાને કેળવી શકાય છે. તો મનુષ્ય જેવા ઉત્તમ પ્રકારના પ્રાણીને પણ સારા સંસ્કારો દ્વારા કેમ ન કેળવી શકાય? તે માટે સમાજ શિક્ષા અને સંસ્કાર પણ આદર્શ હોવા જોઈએ.

જે મનુષ્ય, આચાર વિચાર અને નીતિનું પાલન કરે છે. તેમને કોઈ પણ ચીજનો અભાવ રહેતો નથી. દરેક ચીજ તે મેળવી શકે છે. અથવા તો તે ચીજો તેને આપો આપજ મળી આવે છે. આજે દેશ અને સમાજ અનીતિને પંથે જઈ રહ્યો છે. તેને અટકાવવાનું કાર્ય યુવાન વિદ્યાર્થીઓનું જ છે. અને તે વિદ્યાર્થીઓમાં સારા સંસ્કાર રેડવા તે કાર્ય માતા પિતા ઉપરાંત કેળવણીનું પણ છે.

૧૧ ડીસેમ્બર ૧૯૫૮.

## અપરિગ્રહ:-

કોઈની પાસે યાચના નહિ કરવી, તે અપરિગ્રહ. મદદની અપેક્ષા નહિ રાખવી. ભારતમાં આ તત્વ વધારે પ્રમાણમાં છે. તેનાથી મનુષ્યમાં આલસ્ય આવી જાય છે. અને પુરુષાર્થ કેળવાતો નથી. કુદરતે માનવને દરેક પ્રકારની શક્તિ આપી છે. પુરુષાર્થ કરવાથીજ આ શક્તિઓ વિકાસ પામે છે. વિના પ્રયોજને, કોઈની પાસેથી પણ ધન કે કોઈ ચીજની માગણી કરવી જોઈએ નહિ.

પ્રાચિન કાળમાં બ્રાહ્મણ તપસ્વીઓ હતા. યમ નિયમનું પાલન કરતા હતા. તેમના આશિર્વાદથી સુખી પણ થવાતું જ્યારે આજે તો યાચના વૃત્તિ અતિશય પ્રબળ બની ત્યારથીજ તે સર્વ નાશ પામ્યું છે. પરિણામે તેઓ પ્રત્યેની શ્રધ્ધા પણ ઉઠી ગઈ છે. યાચના વૃત્તિથી ભિક્ષુકપણું આવે છે. હાજીહા ભણવાની ટેવો આવે છે.

દરેક જાતિઓમાં પહેલાં તો સ્વદેશ પ્રેમની ભાવના પ્રબળ હતી. જ્યારે આજે લોકો ખુશામતીયા બન્યા છે. તેમાંથી જડતા જન્મી છે. મનની શક્તિઓ અને વ્યક્તિત્વ નાશ પામ્યું છે. માટે પુરુષાર્થ જરૂરી છે. સમાજમાં આગળ વધી શકે તેવા હોય તેમનેજ આગળ લઈ જવા જોઈએ. બાળકોના આ માટે ધંધાકિય જ્ઞાન હોવું જરૂરી છે.

પુરુષાર્થની ભાવનાથી સંઘવૃત્તિ વધે છે અને સ્વાર્થીપણું ઘટે છે. સેવા વિના જાગૃત રહી શકાતું નથી. માટે સેવા તો વિદ્યાર્થીઓએ માગી લેવી જોઈએ વીર.

હનુમાનજીએ રામચંદ્રજીની સેવા કરી હતી. કૃષ્ણ અને સુદામાએ ગુરૂની સેવા કરી હતી. સેવા વડે ગુરૂજીનો આશિર્વાદ મેળવી શકાય છે. અને જૂદી જૂદી શક્તિઓનો વિકાસ સાધી શકાય છે. ગુરૂ, શિષ્ય પાસે સેવા માગી લે છે તે તેને જાગૃત રાખવા માટે જ, માટે સમાજમાં જે, અસેવાવૃત્તિ અને યાચનાવૃત્તિ વધી છે તે ખરાબ છે. વિદ્યાર્થીઓએ સંતોષ કેળવવો જોઈએ. અને પુરૂષાર્થી બનવું જોઈએ. ગુરૂની સેવા કરીને તેમના આશિર્વાદ મેળવવા જોઈએ. અને પોતાનો વિકાસ સાધવો જોઈએ. સંગ્રહવૃત્તિ રાખવી જોઈએ નહિ. કારણકે તેનાથી આલસ્ય ઉત્પન્ન થાય છે અને છેવટે પતન થાય છે.

## ૧૨ ડીસેમ્બર.૫૮.

## બ્રહ્મચર્ય :-

બ્રહ્મચર્ય એ વિદ્યાર્થી માટે બહુ જરૂરી તત્વ છે. વીર્ય એજ પ્રાણ છે, જીવન છે, મનુષ્યત્વ અને દેવત્વ છે - તે નષ્ટ થવાથી મનુષ્ય પશુવત્ થઈ જાય છે. યાદ શક્તિનો વિકાસ બ્રહ્મચર્યથી જ થાય છે. શાસ્ત્રમાં કહ્યું છે કે આ શરીર મળ મૂત્ર વિષ્ટા આદિથી ભરેલું છે. બહારથી સુંદર દેખાતા શરીરમાં મેદ અને મજ્જા જ છે. તેને લીધે જ સ્ત્રી પ્રત્યે આસક્તિ થાય છે. મૂઢ લોકો તેમાં ફસાય છે. ફક્ત પંડિતો તેમાં નિરસ અને નિસ્પૃહ રહે છે. એટલે સ્ત્રી જાતી પ્રત્યે ઘૃણા બતાવો તોજ આસક્તિ દૂર થઈ શકશે. સ્ત્રી એ એક પ્રકારનો મોહ છે. તે પુરૂષને ફસાવે છે, અને પુરૂષનો સ્વભાવ જ પતનશિલ હોવાથી તેમાં તે ફસાય છે. સ્ત્રી રાત્રે વ્યાઘ્ર સ્વરૂપમાં પુરૂષનું ખૂન ચૂસે છે, માટે સ્ત્રી એ પુરૂષનો શત્રુ છે. નારી નરક દ્વાર. એમ જગદ્ગુરૂ શંકરાચાર્યે કહ્યું છે. સ્ત્રી અવશ્ય અમુક અવસ્થાએ માતા સ્વરૂપ પણ છે જ. પણ તેને તે દૃષ્ટીએ એટલે કે માતાની દૃષ્ટીએ જોવાની શક્તિ વિદ્યાર્થીઓએ કેળવવાની છે. જ્યારે અમુક અવસ્થાએ સ્ત્રીનું મોહિત સ્વરૂપ હોય છે ત્યારે તે સ્વરૂપ તરફ ઘૃણા દર્શાવો. અને તે પ્રેમને પુસ્તકો તરફ કેન્દ્રિત કરો. ત્યારે એક સમય એવો આવશે કે તમે સ્ત્રીને માતા સ્વરૂપમાંજ જોતાં શિખશો. જ્ઞાની પુરૂષો પણ કેટલીક વાર મોહવશ થાય છે. છતાં તે઼ઓ તેનાથી છેતીનેજ ચાલે છે. અને વિચારો ઉપર કાબૂ મેળવી લે છે. તપશ્ચર્યા, મનોનિગ્રહ અને સંયમ દ્વારા ઉંચા કહેવામાં આવે છે. મહાપુરૂષોમાં હંમેશાં

બ્રહ્મચર્યનું તેજ સમાયેલું હોયછે. અને તેથીજ તેઓ પ્રતિષ્ઠા પામેછે. જો વિદ્યાર્થી અવસ્થામાંજ સગપણ કરવામાં આવેછે તો તેનાથી જાતજાતની શંકાઓ ઉત્પન્ન થાયછે. અને માનસિક સંબંધ બંધાયછે. પરિણામે અભ્યાસમાં ખલેલ પહોંચેછે. અને મન પરિવર્તનશીલ બનેછે. માટે મોહથી દૂર રહો.

જે ખોરાક લેવાયછે, તેમાંથીજ ખૂન ઉત્પન્ન થાયછે અને તે ખૂનમાંથીજ વીર્ય બનેછે. તો તેનું રક્ષણ કરવાથીજ પ્રતિષ્ઠા વધેછે અને વિધવિધ શક્તિઓનો વિકાસ થાયછે.

શૌચ અને પવિત્રતા કેળવો. શૌચ બે પ્રકારનું છે. એક તો અંતર શુદ્ધિ અને બીજી બાહ્ય શુદ્ધી. તો બન્ને રીતે શુદ્ધ બનતા શીખો. દેવમંદિરમાં જતાં શુદ્ધિ અને પવિત્રતાની જરૂરછે.

ગમે ત્યાં થૂંકવાથી અગર તો કચરો ફેંકવાથી શરીર સ્વાસ્થ્ય બગડેછે. તો તેવા પ્રકારની ટેવો દૂર કરો. અને તે રીતે રોગીષ્ટ વાતાવરણને હટાવો. આવી ટેવોથી પરિણામે અસભ્યતા આવેછે. આદર્શતા અને સ્વચ્છતા વિષેના ખ્યાલો વિકસાવો. તે માટે સ્વાશ્રયી બનો. પોતપોતાની વસ્તુઓ સાફ રાખો. અરસપરસ પ્રેમભાવ કેળવો.

૧૩-૧૨-૫૮ શનિ.

હિંદુઓમાં સોળ પ્રકારના સંસ્કાર હોયછે. તેમાં આચારવિચાર પાળવાથીજ સુખી થવાયછે અને મન શુદ્ધ થાયછે. આપણો જે આત્મા છે. તેના ઉપર અશુદ્ધિનું ઢાંકણ હોયછે. તેથી આત્મદર્શન થતું નથી. ઘણા જન્મના સંસ્કારોની અશુદ્ધિના પડળથી આત્મા ઢંકાએલો રહેછે. તો, બૂરા સંસ્કાર દૂર કરવાથી, રીતિનીતિમાં ફેરફાર કરવાથી અને ખરાબ વિચારો, કુટેવો વગેરે ઉપર નિયંત્રણ લાવવાથી તે દૂર કરીશકાયછે. નિયમિત સ્નાન ન કરવામાં આવે તો ચામડીના દર્દો થાયછે. શરીર અને મનની શુદ્ધિ જરૂરીછે. તેનાથીજ આચારવિચાર કેળવાય છે. આપણા સમાજમાં પવિત્રતા તે માટેજ રખાય છે.

કામ, ક્રોધ અને હિંસાને દૂરકરવી તેનેજ અંતરશુદ્ધિ કહેછે. જ્યારે સ્નાનાદિ ક્રિયા અને સ્વચ્છતામાં બાહ્ય શુદ્ધિ રહેલી છે. પરસ્પર ઘૃણા થાય તો પણ આત્મદર્શન શક્ય બનતું નથી. ખરાબ વિચારો મનમાં જાગ્રત થતાંજ, ધ્યાન જપાદિ કરી. મન શુદ્ધ બનાવો. અને તે માટે સાવધાન રહો. સંસ્કાર ઉંચા હોય તોજ આચાર વિચાર સ્ફુરેછે. બૂરા

સંસ્કાર છુટાવવા એજ સાચું શિક્ષણ છે.

સ્વમહેનત અને પુરૂષાર્થથી જે મળે તેમાં સંતોષ માનો. આકાંક્ષાઓ થાયછે જ. છતાં તેમના ઉપર કાબૂ મેળવી સંતોષી બનો. એજ સુખ શાન્તિ પ્રાપ્ત કરી શકાશે.

જ્યારે, આત્મવિકાસ કરવામાં સંતોષ માનવો જોઈએ નહિ. આપણી સંસ્કૃતિ સાદું જીવન અને આદર્શ વિચારોમાંજ ગુંથાયેલી છે. અને તે વિકસાવવા માટે પુરૂષાર્થ જરૂરી છે.

અત્યારે ભૌતિક જરૂરિયાતો એટલી તો વધી ગઈ છે કે, તેમાં પુરૂષાર્થને યોગ્ય સ્થાન મળતું નથી. અને અસંતોષ વધે છે. જીવનને વ્યસન- વિલાસોમાં ઘેરી રખાય તો દેશનું આર્થિક કલ્યાણ થઈ શકતું નથી. અધ્યાત્મિક જ્ઞાન મેળવવામાં પણ લોકો તે માટે સમય નિશ્ચિત કરે છે. અને જીવનને ભૌતિક દિશામાં વધારે વાળે છે. હું આગળ કેમ નવધું તેવી આકાંક્ષાઓ માટે અસંતોષ સેવો, પણ ભૌતિક વાસનાઓ માટે તે ન કેળવો. ફક્ત ભોગની ઈચ્છાજ ન રાખો. પ્રભૂ જે હાલતમાં રાખે તેમાં સંતોષ કેળવો. અને થોડી વસ્તુઓથી પણ ચલાવતાં શીખો.

૧૪-૧૨-૫૮ રવી.

(oooooooo oooooooooo)

આદિ માનવ ગુફામાં રહેતો અને પોતાનું જીવન નભાવતો હતો ત્યારે એનામાં સંતોષ ભાવના હતી. પણ તેથી તેની ઉન્નતિ થતી નહતી. આજકાલ તો જરૂરિયાતો એટલે દરજ્જે વધી ગઈ છે કે સભ્યતા અને સંસ્કૃતિના વિકાસ માટે જે રીતે ઉન્નતિ થવી જોઈએ, તે થતી નથી. ભૌતિક આકાંક્ષાઓને સિમિત રાખીને અધ્યાત્મિક ભાવનાથી આત્મકલ્યાણ સાધવા માટે પ્રયત્ન કરવો જોઈએ. કારણ કે તે શિવાય સાચી શાન્તિ પ્રાપ્ત કરી શકાતી નથી પણ ફક્ત ધન અને માયા જ મળે છે.

આપણે આપણી દુનિયાને જ સુખી નથી બનાવી શકતા તો પછી મંગળ ઉપર જવાનું શું પ્રયોજન છે? આજે એક બાજુ ઔદ્યોગીકરણની વાતો થાયછે, ત્યારે બીજી બાજુ ગૃહઉદ્યોગને મહત્વ અપાયછે. છતાં બે-નો સમન્વય નથી સધાતો એજ મોટી દુર્ભાગ્યની વાત છે.

જે જીવનમાં અમૃતત્વની પ્રાપ્તિ ન થાય અને શાંતિ ન મળે તે જીવન શા 'ખપનું'? માટે જરૂરિયાતોમાં ભૌતિક અને અધ્યાત્મિક એમ બન્ને સુખનો સમન્વય સાધવો જોઈએ. તપ: શૌચ, સંતોષ વગેરે અધ્યાત્મિક સુખ છે. તપ થીજ ઉષ્ણતા ઉત્પન્ન થાયછે. તે માટે મનુષ્ય.

ઉંચી સ્થિતિમાં રહે અને આચાર વિચાર અને મંથન દ્વારા તેને ઉંચી કક્ષામાં લાવવા પ્રયાસ કરે તેજ મનુષ્યનું કર્તવ્ય હોવું જોઈએ.

અધ્યાત્મિક ભાવના દૃઢ બનાવવા માટે વિદ્યાર્થીઓએ, પ્રાર્થનામાં નિયમિત હાજરી આપવી જોઈએ. ઉપરાંત સંસારમાં કોઈ પણ કર્મ કે તપ અનિચ્છાએ અને અસંતોષથી કરવામાં આવેછે તો તે કલ્યાણકારી બનતુંજ નથી. માટે જીવનના દરેક ક્ષેત્રોમાં ઉન્નત આદર્શો અને ધ્યેય રાખીનેજ તપસ્યા કરો અને સંતોષ કેળવો.

ધર્મ, ફક્ત થોડા મનુષ્યો માટેજ નથી પણ સમસ્ત માનવજાત માટે છે. જે જે કર્મ આપણે કરીએ છીયે તે પ્રભુની પ્રસન્નતા માટેજ કરીએ છીએ. તેવો આદર્શ સેવો. ઉદ્યોગોની સાથે સાથે અધ્યાત્મિક ભાવના પણ કેળવો, નહિતર દેશ કદાપિ ઉન્નત થઈ શકશે નહિ.

દેશની સમસ્યાઓનો ભાર વિદ્યાર્થી જગત ઉપરજ અવલંબે છે. તેમણેજ વિચારવાનું છે અને સમજવાનું છે. અને શું કરવું તે માટે સમાધાન મેળવવાનું છે. પોતામાં રહેલી શક્તિને કેમ વિકસાવું, કેમ આગળ આવું. અને તે માટે કેવી તપસ્યા કરું. તેવા આદર્શ સેવવા જોઈએ.

## સ્વાધ્યાય  ૧૫-૧૨-૫૮ સોમ

સારા સારા ગ્રંથોનું અધ્યયન કરવાથી મનને પ્રોત્સાહન મળે છે. વિદ્યાર્થીઓએ નિત્ય સ્વાધ્યાય કરવો જરૂરી છે. તેનાથીજ ઉચ્ચ આદર્શો કેળવાય છે. માયાના પ્રભાવે સારા માણસો પણ પોતાનું લક્ષ્ય ભૂલી જાય છે. આત્મસ્મૃતિ એ મહાન જીવન છે. અને આદર્શો ભૂલી જાય તો પછી જીવન શુન્ય બને છે. સ્ત્રી પતિ સેવા ભૂલે અને બ્રાહ્મણ કર્મ ભૂલે તો તેઓ જીવતાં છતાં મૂએલાંજ ગણાય છે. માટે લક્ષ્ય અને કર્તવ્ય માટે જાગ્રત રહો. તેનું અધ્યયન અને મનન કરો. ગીતા અધ્યયન દ્વારા સ્વાધ્યાય કરો.

સાહિત્ય એ સમાજનું પ્રતિબિંબ છે, અને સાહિત્યનું પ્રતિબિંબ સમાજ છે. કેટલુંક સાહિત્ય સમયની મર્યાદાથી બધ્ધ હોયછે જ્યારે કેટલું ચીરંજીવ હોય છે. ગીતાના તત્વો અમર છે. મહાભારત અને પુરાણો પણ અમર છે. તેજ મહાન સાહિત્ય છે. તો તેનોજ ઉપયોગ કરવો અને મનન કરવું જોઈએ. ઉત્તમ પ્રકારના આદર્શો, વિચારો કેળવી શકે અને ચારિત્ર્ય ઘડતર કરી શકે તેવાજ સાહિત્યનું વાંચન કરો.

ઉપરાંત સ્વપ્રયત્નોથી ઉચ્ચ પ્રકારના સાહિત્યનું નિર્માણ પણ સાથે સાથે કરતા રહો. અને રચનાત્મક દ્રષ્ટી કેળવો. વાણી ઉચ્ચારવામાં પણ હિંમત કેળવો. દરેકમાં આદર્શતા અને વિશિષ્ઠતા મેળવવાનો પ્રયત્ન કરો. આત્મકલ્યાણ અને જીવનનું કલ્યાણ થાય તેવું કંઈ કાર્ય કરો તોજ ઉન્નતિ થશે. ગીતામાં રહેલાં તત્વો નું અધ્યયન અને મનન કરો. અને કંઠસ્થ કરવાની ટેવ રાખો અને આદર્શ જીવનના હિમાયતી બનો.

૧૭-૧૨-બુધ. ૧૬-૧૨-૫૮ મંગળ

આદર્શ સાહિત્યમાં સમાજમાં રાખવાના વર્તન વિષેનો આદેશ આપેલો હોયછે. અને વાસ્તવિક સાહિત્યમાં જે તે વિષયનો લગતું જ્ઞાન હોયછે. એટલેકે ભૌતિક જ્ઞાનહોયછે. સાહિત્યકાર માટે નિતીનું બંધન હોઈ શકે નહિ. પરંતુ વાચકવર્ગે કેવા પ્રકારનું સાહિત્ય વાંચવું તે તેને વિચારવાનું હોયછે. જેમાં માનવહિતની વાતો સમાયેલી હોય તેજ સાચું સાહિત્યછે. સમાજનું નિર્માણ કરે અને તેવું વાસ્તવિક ચિત્ર આલેખે તે સાહિત્યછે.

ગીતા, રામાયણ અને મહાભારત જેવાં આદર્શ સાહિત્ય માં આદર્શ તત્વો સમાયેલાં છે. બ્રહ્મસૂત્રમાં સમાજનું પ્રતિબિંબ મળેછે. ઉચ્ચ ચારિત્ર્ય બળ પણ આવાં સાહિત્યમાંથીજ કેળવાયછે.

સાહિત્યના ત્રણ પાસાં છે. ભાષા વિષય અને શૈલી. ભાષા દ્વારા વિષયમાં પ્રકાશ પડેછે. તે માટે ભાષા ઉચ્ચ પ્રકારની હોવી જોઈએ. સંસાર એ મોહ સ્વરૂપછે. અને નશ્વરછે. તેમાં શાંતિ નથી. માટે શાંતિ પ્રાપ્ત કરવા માટે, દૈનિક જીવનક્રમ ઉપરાંત સત્સંગ અને સારા સાહિત્યનો ઉપયોગ કરો. સારા સાહિત્યથી સંસાર ના દર્દ, દુઃખ અને વેદનાઓ શાંત થાયછે. સત્સંગથી ઉચ્ચ આદર્શો કેળવાયછે.

સાહિત્ય નિર્માણ માટે પણ તે ક્ષેત્રમાં કંઈ નવું આપવાની વૃત્તિ રાખો. તે પ્રત્યે જીજ્ઞાસા અને પ્રેમ રાખો. ગીતાના આદર્શો જીવનમાં ઉતારો. તોજ જીવન આનંદી બનશે. કેવળ દુનિયાદારીમાંજ રચ-વાથી સાચી શાન્તિ પ્રાપ્ત થઈ શકતી નથી.

૧૮-૧૨-ગુરૂ

કેટલાક મનુષ્યો ઈશ્વરની પરવા કર્યા વિનાજ ભૌતિક સુખને મહત્વ આપીને તે પ્રમાણે વર્તન કરેછે.

પરંતુ ભગવાન વિના આ સંસાર ચાલી શકતોજ નથી. ભગવાનનો અર્થ થાય છે: ઐશ્વર્ય, વીર્ય, જ્ઞાન, જશ, શિવ અને વૈરાગ્ય. આવાં અનંત રૂપોમાંજ ઈશ્વર રહેલો છે. તે સર્વગુણ સંપન્ન છે. સંસારમાં દરેક મનુષ્ય અનંત ઐશ્વર્ય ઈચ્છે છે. તેમાં કામના હોય છે.

વીર્યવાન મનુષ્ય પણ ગર્વ અને અભિમાન ધરાવે છે. જ્ઞાની પુરુષો પણ વધારે જ્ઞાનની અપેક્ષા રાખે છે. વૈરાગ્યમાં, અનંત વૈરાગ્ય અને અનાસક્તિ માટે સંતપુરુષો આશા રાખે છે. છતાં પૂરી વૈરાગ્ય વૃત્તિ કેળવાય તોજ ભગવાનની પ્રાપ્તિ થાય છે.

સંસાર અસીમ છે છતાં નશ્વર છેજ. તેમાં છ પ્રકારનું ઐશ્વર્ય નથી. તેથીજ અંતરની આશાઓ પૂર્ણ થઈ શકતી નથી. અને ત્યાં ભગવાનની જરૂર પડે છે. ફક્ત દેશપ્રેમજ મૂલ્યવાન નથી, તેનાથી પણ પર ઈશ્વર તરફનો પ્રેમ છેજ. ફક્ત ભૌતિક સુખ તરફ ધ્યાન આપવાથી દૃષ્ટિકોણ બદલાઈ જાય છે. ઉપદ્રવ અને અત્યાચાર વધતા જાય છે.

અધ્યાત્મિક જીવન ગાળતા હોય તેવાજ મહાપુરુષો મહાન બને છે. અને પ્રતિષ્ઠા મેળવી શકે છે. જે અધ્યાત્મિક શક્તિ ધરાવે છે. તેઓજ અમર બને છે. અને પૂજા પાત્ર બને છે. દરેક મનુષ્યને અમર થવાની લાલસા હોય છે. તો આત્માને ઓળખવાથીજ અમર થવાય છે. અનંત શાન્તિ આત્મામાંજ છે. માટે આત્મજ્ઞાન મેળવો. પ્રાચિન તત્વજ્ઞાન અને ઉપનિષદ્‌ના પ્રણેતા બનો. તોજ સાચી શાન્તિ અને અમરત્વ પ્રાપ્ત કરી શકશો.

ભારત વર્ષની સંસ્કૃતિમાં, ભગવાનને ઓળખવો અને આત્મજ્ઞાન મેળવવું એજ ઉત્તમ તત્વો છે. અને ઈશ પ્રાપ્તિ માટે તપશ્ચર્યા કરી સાદું જીવન વ્યતિત કરવું એજ સાચો માર્ગ છે. ભૌતિક સંસ્કૃતિ કાલક્રમે ભૂંસાઈ જાય છે. જ્યારે આપણી સંસ્કૃતિ સનાતન છે. અને પ્રભાવશાળી છે. આત્માની આઝાદીજ સાચી આઝાદી છે. અને તે માટે આત્મશક્તિનો વિકાસ કરવો જરૂરી છે.

૧૯-૧૨-૫૮ શુક્ર

અનાજ ઉત્પાદનના પ્રશ્નમાં ખેડૂતોને ફક્ત સિધ્ધાંતો સમજાવીને આદેશો આપવાથી તેમનામાં કંઈજ ~~ઉત્સાહ~~ પ્રેરાતો નથી. પણ તેમની સાથે ભળી જઈને કામ કરવામાંજ સાચો આદર્શ સમાયો છે. પ્રાચિનકાળમાં

ૠષિમુનિઓ શિષ્યો પાસે આશ્રમની જમીનમાં ખેતી કરાવતા અને તેમની સાથે ભળતા હતા.

ચોરી, બદમાસી જેવાં તત્વો દૂર કરવા માટે સખત દંડનીતિનો આશરો જરૂરી છે. વેપારીઓમાં ચોરીની વૃત્તિ પ્રબળ બની છે. બીજી બાજુ સ્ત્રીઓની લાજ, ઈજ્જત, આબરૂ લૂંટાય છે. તો તે માટે કોઈ પ્રકારની દંડનીતિ અખત્યાર કરવામાં આવતી નથી. આવાં અનિષ્ટો પ્રત્યે બેધ્યાન અપાય છે. તેથી જ ભારતવર્ષમાં આજે અશાંતિ દેખા દે છે. માટે તે માટે મનન કરો. વિચારો અને ઉપાયો શોધી કાઢો અને તેવાં અનિષ્ટો દૂર કરવા પ્રયત્ન કરો. નેતાઓનાં વચનો અને કર્તવ્યો જીવનમાં ઉતારો. સ્વાશ્રયી બનો. પ્રજાને દુઃખે દુઃખી અને સુખે સુખી થવા પ્રયત્ન કરો. તો પ્રજા સાથ અને સહકાર આપશે.

ॐ शान्तिः शान्तिः शान्तिः

0

## ૬. સંધ્યા
(છંદ શિખરિણી)

અહો રમ્યા સંધ્યા, અતીવ દિસતી સુંદર અહા.
અને આકાશે તો, વિધવિધ નવા રંગ દિસતા.
વળી કોઈ પંખી, ઉડતું ઉડતું ગાન વદતું
રવી સંતાતો તો, મૃદુ કુમુદ તો પાંખ બીડતું.

અહા આવી પાછી, સુસુસુ કરતી મંદ લહરી
ફુલોને પત્રોને, અતી મૃદુ બનીને અડકતી
રચંનુ ચક્રોને, ઝરણું અતી વેગે વહી જતું
દીપાવી સંધ્યાને, કલકલ રવે ગાન કરતું.

અરે સંધ્યા તારી, અકલિત કલા છે જગમહીં
નીશાને આમંત્રી, જન સુખ તણી આશ ધરતી.
દીપોને પ્રજવાળી, સહુ દુરિતનું ધ્યાન ધરતાં
નમું હું વંદુ હું, વિમલ મૃદુ તારા ચરણમાં

બાળકૃષ્ણ જી. પંડ્યા.




# ૭ આઠ અંગનો ઉપયોગ

પરશોત્તમભાઈ પટેલ.

દુનિયામાં જેટલા મનુષ્યો છે તે દરેક મુસાફર છે. જેમ કોઈ મુસાફર યાત્રા કરવા જાય છે. અને પોતાની યાત્રા પૂરી થયા પછી સ્વસ્થાને પાછો ફરે છે. તેવી રીતે આ જીવનરૂપી લાંબી મુસાફરી છે. અને તે પૂરી થતાં મનુષ્ય પ્રભુને ત્યાં પાછો ફરે છે અને જીવન રૂપી મુસાફરીમાં જે કંઈ સુકૃત્યો યા દુષ્કૃત્યો કર્યાં હોય તે પ્રમાણે તેની ગતિ થાય છે. માટે મનુષ્યે પ્રભુ ભક્તિમાંજ પોતાનું જીવન વિતાવવું જોઈએ.

એક ગામમાં એક કુટુંબ હતું. તેમાં ભક્તિ કરીને એક દશ વર્ષનો છોકરો રહેતો હતો. તેના પિતા ખૂબજ ધાર્મિક જીવન ગાળતા હતા. પ્રભુ સેવા ખૂબ કરતા હતા. તેવામાં ભક્તિની માતા મૃત્યુ પામી અને પછીના થોડાજ દિવસમાં તેના પિતા પણ મૃત્યુ પામ્યા. મૃત્યુ પહેલાં પોતાના પુત્રને કહેતા ગયા

"બેટા, હરહંમેશ પ્રભુ સેવા કરજે; આપણા ગુરુની પણ સેવા કરજે; અને તેમના આદેશ પ્રમાણે જીવન વિતાવજે તો સુખી થઈશ." આપણા ઘરમાં જે ભગવાનની મૂર્તિ છે. તેની પૂજા કરજે, બાજે ક્યાંય મન પરોવીશ નહિ"!

પિતાના મૃત્યુ બાદ ભક્તિ એકલો પડયો. એટલે ગુરુજીએ તેને આશ્વાસન આપ્યું. ભક્તિને બીજું કોઈજ સગું વહાલું નહતું એટલે ભક્તિના કહેવા પ્રમાણે અને તેની આજીજીને વશ થઈને ગુરુજી ભક્તિના ઘરે રહેવા લાગ્યા. ભક્તિ તેમની સારવાર કરતો અને બાકીનો સમય કામકાજમાં ગાળીને વધુને વધુ મૂર્તિપૂજા કરતો અને ધ્યાન ધરતો.

એક દિવસે ગુરુજીને થોડા દિવસ માટે બહારગામ જવાનું થયું. એટલે ભક્તિને જરૂરી સૂચનો આપીને તેઓ ગયા. અને કહેતા ગયા.

"જો બેટા; તું હવે મોટો થયો છું; એટલે તારે હવે ઘરનો કારભાર સંભાળવો પડશે. હમણાં થોડા દિવસ માટે હું બહારગામ જાઉં છું. પાછા તો આવીશ. પણ પછીથી મારે લાંબા સમય માટે પણ જવું પડશે. તું એમજ પ્રભુ ભક્તિ કરજે. અને પ્રભુ જરૂર સહાય કરશે."

સાંભળીને, ભક્તિ તો રડવા લાગ્યો. તેને ગુરુએ આશ્વાસન આપ્યું. અને કહ્યું કે, "તારા નિશ્ચયમાંથી કદી ડગીશ નહિ. થોડા સમય પૂરતોજ જાઉં છું ને. અને સંજોગ વશાત્ કદાચ ન આવી શકું, તો તું ક્યાં હવે નાનો કીકો છે. તે આમ મુંઝાઈ જાય છે? ... શું કહ્યું? ... સાચવીને

રહેજે!' એમ કહી ગુરૂ પોતાને રસ્તે ચાલતા થયા.

આ બાજુ ભક્તિ એકલો પડયો. તેને શંકા હતી કે ગુરૂજી કદાચ ન પણ આવે અને ખરે બન્યું પણ એવું. ગુરૂજી લાંબા સમય સુધી પણ નજ આવ્યા. ભક્તિ મુંઝાણો અને પ્રભુ સેવા કરતો. પોતાને હાથે જેવી આવડે તેવી રસોઈ બનાવતો. અને ભગવાનને ભોગ ધરાવતો. પોતાના ઘરના બારણાં હંમેશા બંધ રાખતો. ગુરૂજી ધાન્ય સામગ્રી વગેરે પૂરતા પ્રમાણમાં ભરી ગયા હતા. કુદરતી હાજત, અને પાણી લાવવું, ધોવાજવું તે પૂરતોજ તે બહાર જતો. બાકી આખો દિવસ ઘરમાંજ ભરાઈ રહેતો. અને પ્રભુ સેવામાં ધ્યાન આપતો. પોતાને રસોઈ બનાવતાં બરાબર નહોતી આવડતી. છતાં જેવી આવડે તેવી બનાવી લઈને ભોગ ધરાવતાં પ્રભુની માફી માગતો. "હે પ્રભુ! મને રસોઈ બનાવતાં નથી આવડતી; રસોઈ કાચી હશે!" એમ બોલીને રડતો, અને "માફ કરજો, માફ કરજો!" એમ વારંવાર બોલતો.

દસ દસ વર્ષના વહાણાં વાયા છતાં ગુરૂજીએ દેખા ન દીધો. ભક્તિની મુંઝવણ તો વધતી જતી હતી. છતાં તે પોતાના નિત્યક્રમ પ્રમાણે પ્રભુ ભજન કરતો. હવે તો તે એક દેખાવડો યુવાન થઈ ગયો. બ્રહ્મચર્યના બળે તેનું શરીર પ્રકાશથી ઝળહળી ઉઠતું.

જ્યારે તે કોઈ કામસર બહાર નીકળતો ત્યારે લોકો તેની સામુ આશ્ચર્ય ભરી દ્રષ્ટીથી ટીકી ટીકીને જોઈજ રહેતા. એક દિવસે તેની પડોશમાંજ રહેતી એક સોનીની છોકરી. અચાનક તેના ઘરમાં આવી ચઢી. તે બાઈ પણ સોળેક વર્ષની ઉંમરની હતી. અને રૂપાળી પણ હતી. તેનું નામ હતું કમળા. તે ભક્તિના સૌન્દર્યનું પાન કરવા ઈચ્છતી હતી અને તેની સાથે લગ્ન કરવાની ઈચ્છા ધરાવતી હતી. એટલે તેને મોહ જાળમાં ફસાવવા માટે તેણી પ્રયત્ન કરવા લાગી.

અચાનક આમ યુવતિને પોતાને ઘેર આવેલી જોઈને ભક્તિ ગભરાઈ ગયો. અને પૂછ્યું?

"અત્રે કેમ આવવું થયું બહેન?

"મારે, તમારી સેવા કરવાની ઈચ્છા થઈ છે. તમે પ્રભુ ભક્તિ કરો છો. એટલે તમારી બને તેટલી સેવા હું કરું: તો મને પણ થોડું જ્ઞાન મળે?"

એમ કહેતાંની સાથેજ તેણી એકાએક રસોડામાં ચાલી ગઈ અને એંઠાં પડેલા વાસણો ઉપાડી બહાર ચાલી ગઈ. વાસણ માંજીને પાછા મૂકી ગઈ. પછી પોતાને ઘેર ગઈ. આવી રીતે દરરોજ તે આવતી અને

પાણી ભરવાનું, કપડાં ધોવાનું; વાસણ માંજવાનું કામ પતાવીને ચાલી જતી.

ભક્તિને મનમાં મુંઝવણ થતી હતી છતાં મનુ ભક્તિમાં વધુ સમય મળતો એટલે, કમળા તરફ લક્ષ્ય આપ્યા સિવાય તે પોતાના ધ્યાનમાં મશગૂલ રહેતો. ધીરે ધીરે કમળા રસોઈ પણ બનાવી આપતી એટલે ભક્તિને હવે તો ફક્ત ભક્તિજ કરવાની રહી.

પોતાનું ગુજરાન ચાલે તેટલા માટે તેણે એક વેપારીની દુકાને કામ કરવાનું નક્કી કર્યું ત્યાં તે અમુક સમય માટે જતો અને તેમાંથી તેને જે કંઈ મળતું તેની વસ્તુઓ લાવતો. છતાં તે ઈશ્વર ભક્તિ તે ભૂલ્યો નહતો.

આ બાજુ કમળાના માબાપની ઈચ્છા પણ તેનું લગ્ન ભક્તિ સાથે જ ~~થ~~ થાય, તેવી હતી એટલે તેઓ આ બાબતમાં ઝાઝું માથું મારતાં નહિ.

દિવસે દિવસે ભક્તિ અને કમળાનો પરિચય વધ્યો. છતાં ભક્તિ જરૂરી વાત સિવાય તેની સાથે વાત કરતોજ નહિ. જ્યારે કમળા તેને મોહમાં નાખવા માટે મોકો શોધતી. પણ તે ભક્તિના પ્રભાવ થી એવી તો અંજાઈ ગઈ હતી કે તેની સામે ઝાઝું બોલી તો ~~ક~~ શું પણ જોઈ શકતીજ નહિ.

પણ છેવટે તેણે પોતાની બધીજ હિંમત એકઠી કરીને, ભક્તિને ફસાવવા પ્રયત્ન કર્યો. અને તેની સાથે ચેષ્ટા કરવાનો પ્રયત્ન કર્યો. ભક્તિ તો આ જોઈ ડઘાઈજ ગયો. દુનિયામાં ચાલતી ક્રિયાઓનું તેને ભાનજ નહોતું. તેનામાં કોઈ કુસંસ્કારો પણ ન હોતા એટલે, તેને આવી ચેષ્ટાઓથી ખૂબજ આશ્ચર્ય લાગ્યું. કમળા તેને આલિંગન દીધું ત્યારે તેને એકાએક ગુસ્સો ચડ્યો. અને તેણે કમળાને એક ધક્કો લગાવી દીધો અને બોલ્યો

“ આ છાતી તારે ચાંપવા માટે નથી પણ ઈશ્વરને ચાંપવા માટે છે.”

કમળાને આ વાતથી ખૂબજ દુ:ખ લાગ્યું, તે પોતાને ઘરે ચાલી ગઈ. ભક્તિ વિચાર કરવા લાગ્યો “આજે મને શું થયું છે? ખરેખર આ માટે મનજ ગુનેગાર છે? પણ! પણ મેં શું ગુન્હો કર્યો છે? હા, પણ મનમાં ગુસ્સો કેમ થયો? ભગવાનની સેવા કરવા માટેના આ હાથથી; ધક્કો કેમ લગાવાયો? ભગવાનનાં દર્શન માટે વાપરવી જોઈતી આંખ થી. કમળાને પડતો માર કેમ જોવાયો? કાનથી ભગવાનનાં ભજન સાંભળવાને બદલે આજે મેં શું સાંભળ્યું? પગથી ભગવાનને માટે વસ્તુઓ લાવવાનો હોય તેના

બદલામાં, કમળાને લાલ કેમ લગાવી? ગુસ્સાથી ખોટા શબ્દો કેમ ઉચ્ચાર્યા?"

ભક્તિ તો પ્રભુની મૂર્તિ પાસે બેસી રડવા લાગ્યો. અને ત્યાંને ત્યાંજ નિદ્રાવશ થઈ ગયો. બીજે દિવસે સવાર થયું. તે જાગ્યો. જાગીને જુએ તો સામેજ ગુરૂજી ઉભેલા. પણ ભક્તિ તો એક શબ્દ પણ બોલ્યો નહિ. ફક્ત ઉભો થઈ ગયો. અને પ્રણામ કર્યા. ગુરૂજી પાસે આવવા લાગ્યા તેમ ભક્તિ દૂરને દૂર ખસવા લાગ્યો.

"અરે ભક્તિ! તું આમ કરે છે? તને શું થયું છે? આમ, આવ તને આલિંગન દઉં?" એમ કહી ગુરૂજી પાસેને પાસે આવવા લાગ્યા..

"ગુરૂજી! ગુરૂજી! ઉભા રહો. મારૂં અંગ ગુનેગાર છે; હું તમને કહું તે સાંભળો, પછી મને યોગ્ય શિક્ષા કરો. અને મને અંગિકાર કરો!"

એમ કહીને ભક્તિએ આગલા દિવસની બનેલી ઘટના અથ થી ઈતિ સુધી કહી સંભળાવી અને પછી રડી પડ્યો. ગુરૂજી તેના ઉપર ખૂબ પ્રસન્ન થયા. તેમણે ભક્તિને ધ્યાન કરવા કહ્યું. ભક્તિએ ધ્યાન ધર્યું અને તેમાં તેણે એકેક અંગને શિક્ષા થતી અનુભવી. ધ્યાન છૂટ્યા બાદ તે એકાએક ગુરૂજીના બાથમાં સમાઈ ગયો.

પરસોત્તમભાઈ પટેલ.

---

*** લગ્ન સરા ચાલે; એવામાં એક કુટુંબ માં દિકરીનું લગ્ન નક્કી થયું. વાજતે ગાજતે જાન આવી. ઉતારો અપાયો. જાનીવાસે તો ધમાલ ચાલી. વરરાજા તો માંડવે સાજન સાથે લઈ પરણવા ચાલ્યા. મિષ્ટાન્નમિતરે જનાઃ આ બાજુ નિયમ પ્રમાણે ઘરને આંગણે એક ખૂણામાં રસોડું શરૂ થઈ ગયું છે. સરસ મજાનું લાડુનું ચૂરમું તૈયાર થયું છે. મહારાજે બૂમ મારી ભાઈ "ખાંડ લાવો ખાંડ!" અને મહારાજ ચૂરમુ ભેળવવા બેસી ગયા. વેવાણ ખૂબ ધમાલમાં હતાં એટલે તેમણે તો ઉતાવળમાં ખાંડને બદલે હળવા મીઠાનો ડબ્બો આપી દીધો. પછી જુઓ મજા.! લગ્ન પૂરા થયા અને સાજનીયાઓએ ભૂખ્યા વરૂની પેઠે પીરસાયેલ ભાણું જમાડ્યું. અને ભૂખ મટાવવા માટે મોટા કોળીયાની તૈયારી કરી. પ્રથમજ કોળીયે ખુશ થઈ ગયા. અને પછી શું થયું હશે તે તમારે સમજી લેવાનું.

પંડ્યા બા.વ.

૯

# નાની જેવી ખામી અને ખૂબીનાં મોટાં પરિણામ.

નાની બાબતોજ સંપૂર્ણતા આણે છે કે જે નાની વસ્તુ નથી. પોતાના હાથ નીચેના અમલદારો જે વિગતોને તદ્દન તુચ્છ ગણીને અવગણના કરતા તેવી નાની બાબતો ઉપર પણ નેપોલિયન સંપૂર્ણ લક્ષ્ય આપતો.

અમેરિકાનો વડો સેનાપતિ વોશિંગ્ટન પણ નાની બાબતોમાં અડગ રહીનેજ મહાન બન્યો. તે કોઈ પણ વસ્તુને વિસાત વિનાની ગણતો નહિ. અન્ય સેનાપતિઓ પોતાના હાથ નીચેના માણસો ઉપર આધાર રાખતા, જ્યારે તે નાનામાં નાની બાબત પર પણ પૂરો ધ્યાન આપતો. ઘણી ખરી નિષ્ફળતાનો ઈતિહાસ "વિગત તપાસવાનો અભાવ", એ ત્રણ શબ્દમાં રહેલો છે.

ધર્મ માટે પ્રાણ આપનાર એક પાદરી દક્ષિણના દ્વિપોમાંથી એકજ કેળ લઈ ગયો; પણ એ એકુજ વડે હાલ એ સર્વ દ્વિપો કેળોનાં વાવેતરથી છવાઈ ગયાં છે!

એક વાર એક ઝુંપડામાં એક માણસ ફાનસ મૂકીને ચાલ્યો ગયો. પછી એક ગાયે તે ફાનસને લાત મારી. આ એક તદ્દન સાધારણ બનાવ હતો — પરંતુ પરિણામ? — તેણે આખા ચિકાગો નગરને બાળીને ભસ્મ કર્યું અને એક લાખ જેટલાં માણસોને ઘરબાર વિનાનાં કરી મૂક્યાં!

"ભાગ્યના અષ્ટાઓ" ઉપરથી.

કાન્તિ લા. દવે.

---

* જોઈએ છે- જોઈએ છે- જોઈએ છે.

સુધારકો જોઈએ છે.

કોને સુધારવાને? - પોતાની જાતનેજ સુધારવાને.

<u>કેવા જોઈએ છે ?</u>- મહાવિદ્યાલયો કે યુનિવર્સિટિની પદવી ઈચ્છનારા નહિ, પણ પોતાનું મન જીતવા ઈચ્છનારા- જોઈએ.

<u>કેટલી ઉંમરવાળા જોઈએ ?</u>- જિજ્ઞાસારૂપિ સૌંદર્યવાળા અને આનંદરૂપી યૌવનવાળા જોઈએ.

<u>શું મળશે ?</u>- ઈશ્વર પ્રાપ્તિ !

<u>અરજી કેવી કરવી ?</u>- દીન યાચનાઓથી ભરપૂર નહિ -પણ યોગ્યતારૂપી આશાવાળી અને પરમ પ્રાપ્તિના દૃઢ નિશ્ચયવાળી.

<u>તરતજ મોકલો</u> - "<u>મોકલવાનું સરનામુ</u>" તમારા પોતાના આત્મા-પરમાત્મા જોગ.-

<u>ઠેકાણું</u> - મુખ્યત્વે તમારા પોતાના હૃદયમાં.

<u>મુકામ:</u>- સર્વત્ર.

ૐ ૐ ૐ

(સ્વામી રામતીર્થ)

કૌશિલ દવે - (નોંધપોથીના આધારે)

---

* એક કરકસરીઆને ત્યાં એક માણસ કરકસર શીખવા આવ્યો. રાત્રી પડી ગઈ હતી. ઘરમાં અંધારૂ હતું. સજ્જન આવેલો છે એમ જાણીને કરકસરીઆએ પૂછ્યું "કોણ છો ? અને રાત્રે શા માટે આવ્યા છો ?". એમ કહીને તેણે મિણબત્તી સળગાવી.

મિત્રે જવાબ વાળ્યો " તમારી પાસેથી કરકસર શીખવા આવ્યો છું ".

કરકસરીઆએ કહ્યું " ઓહો, એમાં શું ? એતો અંધારામાં પણ સમજાવી શકાય ! " એમ કહી તેણે મિણબત્તીને ફૂંક મારીને ઓલવી નાખી. * * *

# મહાન બનવાની અભિલાષા

by [illegible]

બહાદુરશાહ નામે એક રાજા હતો. તેને લીલાવતી નામે રાણી હતી. રાજા પચાસ વર્ષનો થયો છતાં તેને એક પણ બાળક નહતું. તેથી તે દિવસે દિવસે ચિંતાતુર બનવા લાગ્યો. કોઈ એક દિવસે સંધ્યાનો સમય હતો. રાજા ખુરશી ઉપર ચિન્તાતુર સ્થિતિમાં બેઠો હતો. તેવામાં દરવાજામાં એક ઋષિએ પ્રવેશ કર્યો અને ભિક્ષા માગી. રાજાએ પોતાના નોકરને ભિક્ષા આપવા હુકમ કર્યો અને નોકરે તે પ્રમાણે ભિક્ષા આપી. ભિક્ષા લઈને ઋષિએ રાજાને એક વસ્તુ આપી અને કહ્યું કે "આ બીજ રાણીને ખવડાવી દેજો!" રાજાએ તેમ કર્યું.

ધીમે ધીમે દિવસો વિતવા લાગ્યા. હવે રાણી ગર્ભિણી થઈ હતી. આથી રાજા પણ આનંદમાં દિવસો વિતાવતો હતો. આખા રાજ્યમાં પણ આનંદ હતો. એક વખત રાજા સંધ્યા સમય હોવાથી બહાર ફરવા ગયો હતો. મંદિરોમાં આરતિઓના અવાજ થઈ રહ્યા હતા. બાજુ બાજુ રેડિયાના ઝીણા અવાજ આવી રહ્યા હતા. તેવામાં રાણીએ એક પુત્રને જન્મ આપ્યો. આખા રાજ્યમાં આનંદ છવાઈ ગયો. રાજા દરવાજાંમાં પ્રવેશ્યો ને તરત જ દાસીએ ખબર આપી. રાજા હર્ષ ઘેલો બની ગયો.

હવે રાજાને સંતાન પ્રાપ્તિની ચિંતા મટી ત્યાં તો પુત્રને મહાન બનાવવાની ચિંતા ઉભી થઈ. રાજા હિંમત હાર્યો નહિ. દરરોજ રાજા પુત્રને માટે રમકડાં, સારી ચોપડીઓ આપતો. પુત્ર પણ દરરોજ આનંદથી તે બધી વસ્તુઓ સોંધી કરી દેતો. પુત્ર પાંચ વર્ષનો થયો એટલે રાજાએ તેને શિક્ષણ આપવા માટે ગુરુને ત્યાં મોકલ્યો. ગુરુને ત્યાં તો આવા અનેક વિદ્યાર્થીઓ હતા. દરરોજ ગુરુને ત્યાં મોકલવામાં રાજા પોતાના નોકરની સાથે તેને મોટરમાં બેસાડીને મોકલતો. ધીમે ધીમે અશ્વિનકુમાર મોટો થવા લાગ્યો. તે સાત વર્ષનો થયો એટલે રાજાજી ગુરુને ત્યાં ખબર કરવા ગયા. અને તેના ભણતર વિશે પૂછ્યું. ત્યારે ગુરુજીએ કહ્યું કે "હમણાં તો સ્લેટ અને પુસ્તકો ફાડતાં અને ભાંગતોડ કરતાં શીખ્યું છે!" એટલે રાજા ક્રોધાયમાન થયા અને અશ્વિનને બીજા ગુરુને ત્યાં અભ્યાસ કરવા માટે મોકલ્યો. ત્યાં પણ તેણે કંઈ વિદ્યા પ્રાપ્ત કરી નહી એટલે ગુરુ તેને લડતા. છતાં તે ગણકાર્યા વિના પાછો પોતાને ઘરે નાશી આવતો અને ફરવા નીકળી પડતો. એક સમયે તે ગુરુજીના આશ્રમેથી નાશી ગયો અને એક મદારી ખેલ

ખેલ કરતો હતો ત્યાં ગયો. ત્યાં ઘણા માણસો એકઠાં થયાં હતાં. મદારીએ એક પછી એક એમ ઘણા ખેલ બતાવ્યા. પાછળથી એક ઉંદર કાઢ્યો અને બધાઓને કહ્યું " ભાઈઓ, આ ઉંદર આપણું અગત્યનું કામ કરેછે. આપણો કોઈ કાગળ કે ચિઠ્ઠી લાવવી હોય તો તે લઈ આવેછે." ત્યાર પછી મદારીએ દૂર એક કાગળ મૂક્યો અને ઉંદરને તે કાગળ લાવવાનું કહ્યું. ત્યારે તે ઉંદર, તે કાગળ લઈ આવ્યો. પછી મદારીએ કહ્યું. " જો કોઈને આ ઉંદર જોઈતો હશે તો તે, ૪૨૦ માં મળશે." આ કુંવરે તેને ખરીદવા માટે તુરતજ કાણા ૪૨૦ પૈસા કાઢ્યા અને મદારીને આપવા લાગ્યો. ત્યારે મદારીએ પૈસા નહિ પણ રૂપિયાની માગણીકરી. ત્યાંતો કુંવરે તકરાર જમાવી છેવટે મદારીને ઉંદર આપવોજ પડ્યો. ઉંદર લઈને તે ગુરુજીના ઘેરે ગયો. ગુરુજી તેના વર્તન અને અભ્યાસથી અસંતુષ્ટ હોવાથી તેમણે તેને બહારજ ઊભો રાખ્યો. કુંવર ગુસ્સે થયો અને તેણે ઉંદરને છોડી મૂક્યો. એટલે તે ગુરુજીના ઉપર ચડવા લાગ્યો. કૂદકો મારીને ગુરુજી એકદમ ઊભા થઈ ગયા. અને અશ્વિનને અંદર આવવા કહ્યું. આમ તે વધુને વધુ તોફાની બનવા લાગ્યો. દર વર્ષે ગુરુજીને આંખોના ડોળા બતાવીને પાસ થતો. હવે તેને બાર વર્ષ થઈ ચૂક્યાં હતાં.

તે હવે જાતે મોટર ચલાવતો અને સંધ્યા સમયે મોટર લઈ બહાર ફરવા નીકળી પડતો. લોકોની સાથે તકરાર પણ કરતો અને જો તે તકરાર જમાવે તો તેના ઉપર થઈને મોટર ચલાવી દેવાનો ભય બતાવતો. આમને આમ તે વીસ વર્ષનો થયો. એટલે રાજાએ તેને પરદેશ શિક્ષણ પ્રાપ્તિ માટે મોકલવાનો વિચાર કર્યો.

એક દિવસ કુંવર મોટર લઈને ફરવા નીકળ્યો ત્યાં રસ્તામાં તેને એક જૂનો સાથી મળીગયો. તેને મોટરમાં બેસાડી દીધો. વાતચિતમાં કુંવરે જાણ્યું કે તેનો મિત્ર એક ઋષી મુનિ પાસે જતો હતો. એટલે તે પણ તેની સાથે ત્યાં ગયો. ઋષિએ ઉપદેશ આપવો શરૂ કર્યો. તે ઉપદેશમાં કુંવરને રસ પડ્યો. અને હરહંમેશા તે ત્યાં આવવા લાગ્યો. અને પોતાના મિત્ર કરતાં પણ, સંપૂર્ણ જ્ઞાન તેણે મેળવ્યું. તેનું પરિવર્તન થયું. અને એક જ્ઞાની થયો. આમ, રાજાની તેને મહાન બનાવવાની ઇચ્છા, જુદીજ રીતે સફળ થઈ.

= 000 = ડાહ્યાભાઈ એન. પટેલ
(કોયડમ)

# 20 THE SECRET OF REALSECURITY

BY VALLABH PARIKH

The most overworked word, in the world today is "Security". Just as Economic security, Psychological security, National security. It has become a frightening word. Its mere mention panics us in to insecurity - sends us searching for new ways to win the key to happiness. Every day headlines shrick news of security developments, the atom bomb, Ice cutter, the most strange Russian SPUTNIK and even more devastating H. Bomb.

But more powerful than all of them put together is "Prayer". It may not make headlines, but its' the only real security for life lines of the world.

I have always known about the power of prayer from the early days on ~~about~~ my town, Cambay, when my very orthodox Grandmother prayed that this pop-eyed kid would some-how survive without adequate food, sleep, clothes, Medical Care. I've convinced that my early battle for life was won by my devotee grandmother and only weapon against poverty & difficulty - prayer.

Somebody however, argue that God is nature or may ask about where is God? Have you come to know from any where else! of course, the existance of God is every-where.

We are not capable to see, almighty God with our own artificial eyes. We can see only the wrong things. We hav'nt got the devine power to be able to see his high deeds even. If we heartily wish to know, & sincerely wish his love, then He is very near and at once comes to solve our diffi-culties and provides our wants. In real sence we are not in search of God, but He is in search of us, those who are pions, holly, selfless and believing his kind deeds.

Our Rastrapita Mahatma Gandhiji had the power of prayer on his side. They prayed together. A great calm was coming over that crowd. Despite the terrible battle that lay ahead, felt a sence of peace and "security" & by the great power of which, by the only weapon we've obtained the freedom.

Our Prime minister Nehru has also got such divine power. The whole World keep respect for our "Chacha" Nehru. He sends the message of real security and peace.

Prayer is only foot-proof system. President Eisenhower, a man trained in warfare, is the First to proclaim this truth. The overwhelming force of the people united in prayer would result in a security, that no man made weapon could destroy.

Stop searching for false 'security'. Real security is yours for asking - If only you "pray as you go"!

વલ્લભકુમાર પી.
પરીખ.

[11]




During the first year of my College, when I was asked a question to define 'work'. I simply gave the definition according to my course that "When a force acts on a body and causes it to move against a resistance the force is said to do work". Now whenever, I am thinking about work. and if somebody ask about it, I can atonce reply to a question, I can tell, if I were to suggest a general rule for happiness - Work a little harder. work a little longer ... Do work! work is worship.

There has been grown up a philosophy - There it seems to be a general belief that work is merely a means of securing leisure, that we work in order to be released from work. This attitude is fatal to creative endeavour and progressive life.

In my ~~speak~~ speech of work, I dont mean the mere performance of an irksome task. Real work consists of solving the problems of life for one self and others by unceasing through and action. In short, work is man's functioning at his best - to the best social advantage. I can't imagine any one wanting to take a holiday from it. It is easy for youth to be misled by such terms

as the 'new leisure' and the 'six' hour day' ~~there to~~ which can be used in discussions of employed labour - However not of work. Work is timeless. It consists no limitations except those of energy. One can lose a Job; one need not lose work.

On the other hand, don't be deceived into thinking that, you are at work simply, because you are employed eight hours a day. Where is the mind? When the hand is pulling the lever? Where is the imagination while the motor is humming?

Much of real work in life is finished after the Job is done. There are so many examples. I can suggest about the scientists, those pursuied in their particular researches till death.

વલ્લભકુમાર પરીખ

## જાણો છો ?

ફક્ત મનુષ્ય અને હિંસક પ્રાણીઓ જ માંસાહારી છે તેવું નથી. વનસ્પતિ પણ ખોરાકમાં પ્રોટિન નામનું તત્વ મેળવવા માટે માંસાહાર કરે છે. નીચે તેના કેટલા દાખલા આપ્યા છે. તે ઉપરથી સમજાશે.

મક્ષીપાસ; કળશ વનસ્પતિ; ઈન્દ્રજાળ અથવા સૂર્યજાળ; નીપેન્થસ જેવા છોડવાઓના પાનમાંથી આકર્ષક કળશ કૂટે છે. તે કળશમાં જંતુઓ મધની લાલસાએ પ્રવેશે કે તરતજ. આ છોડવાઓ તે જંતુનો નાશ કરી દઈ તેમાંથી પ્રોટિન ચૂસી લે છે. અને અવશેષો ફગાવી દે છે.

ઑક્ટોપસ નામની વનસ્પતિ પોતાના સૂંઢ જેવા વેલાઓ ફેલાવીને મનુષ્ય કે પ્રાણીને જકડી લેછે અને ફક્ત હાડપિંજર મુક્ત કરેછે.

જે ફ્રો ફોરેનસ નામનો છોડ સાપની માફક ડંખ મારે છે. સારવાર નો અભાવ હોય તો મ્રત્યુ જ નીપજે છે.

છત્રી આકાર ધરાવતો બાદમખોર પણ પ્રાણીઓ ઉપર જીવે છે.

પંડ્યા બી.જી.

# ૧૨. જૂતી ખાયેગા તબ માનેગા

એક ગામમાં એક શેઠ રહેતા હતા. તેમનો વેપાર ગામમાં ધમધોકાર ચાલે. પૈસા પણ પાસે પુષ્કળ હતા. પરંતુ ઈશ્વરનું નામ લેશમાત્ર પણ યાદ કરતા નહિ. સવાર સાંજ ઘરમાં ઘીનો દીવો કરી દેખાવ પૂરતી પૂજા કરી લેતા. પરંતુ તે વખતે પણ તેમનું ધ્યાન પૈસાની ઉઘરાણી માંજ પરોવાયેલું રહેતું. દુકાનનો વેપાર બહોળા પ્રમાણમાં ચાલતો, એટલે નોકર ચાકર પણ વધારે હતા.

આ બાજુ શેઠનાં પત્નિ ધાર્મિક ભાવના ધરાવતાં હતાં. એક અતિથીને ભોજન કરાવ્યા બાદ જમવાનો તેમણે નિયમ કેળવ્યો હતો. પણ એક દિવસે તો મોડે સુધી કોઈ અતિથિ તેમને સાંપડ્યો જ નહિ. ત્યાંજ એકાએક એક મહાત્મા આવી ચઢ્યા. તેમની સ્વાગતા કર્યા પછી સારી રીતે જમાડ્યા. અને પોતાના વ્રતની વાત નિવેદન કરી એટલે મહાત્મા ખૂબ પ્રસન્ન થયા. અને પૂછ્યું.

“આપના પતિ ક્યાં છે? અને શું કરે છે?”

“તે તો દુકાને ગયા છે; અને મોડે સુધી આવતા નથી, જમવાનું પણ સમયસર લેતા નથી; ધર્મ પ્રત્યે સાચી ભાવના પણ રાખતા નથી”!

આ સાંભળી મહાત્માને થોડુંક દુઃખ લાગ્યું. તેમણે શેઠને સાચા રસ્તે વાળવાનો મનમાં નિશ્ચય કર્યો. અને પૂછ્યું.

“મને તેમનો ભેટો ન કરી આપો?”

“જરૂર, કેમ નહિ!”

એ પ્રમાણે કહીને પોતાના દિકરાની સાથે મહાત્માને દુકાને મોકલ્યા. છોકરો તેમને લઈને ગયો. અને દુકાન નજીક આવતાં, પોતાના પિતા તરફ આંગળી ચીંધીને કહ્યું.

“આ પેલા દુકાન ઉપર બેઠા છે, તે મારા પિતાજી છે.”

છોકરાને, “સારૂ, હું જાઉં છું” એમ કહીને મહાત્મા શેઠની નજીક ગયા. અને બોલ્યા.

“રામ, રામ, શેઠજી”!

શેઠ સાંભળવા છતાં નિરૂત્તર રહ્યા; મહાત્માએ બે ત્રણ વાર ઉદબોધન કર્યું ત્યારે છેવટે શેઠ કંટાળીને બોલ્યા.

“મારા હાડા કંઈથી નીકળી પડ્યા છે, તે નિરાંતે કામ પણ કરવા દેતા નથી. ને, રામ રામ શેઠજી આમ આમ શેઠજી કહી કહીને નાહકનું માથું પકાવે છે; લે... આ પૈસો. ચાલ્યો જા અહિંથી, હવે તો, એક આ સાધુડાઓથી તો તોબા તોબા છે.”

“કેમ શેઠજી! મેં ત્રણ ત્રણ વાર રામનામ પોકાર્યું છતાં તેં તો એકવાર પણ તેનો જવાબ વાળ્યો નહિ. અને ઉપરથી ગાળો દે છે? તું આમ સીધી રીતે માનવાનો નથીજ

"જબ જૂતી ખાયેગા તબ માનેગા." એમ કહીને મહાત્મા ત્યાંથી ચાલી નીકળ્યા. મહાત્મા તો એક પ્રખર યોગી હતા, તેમણે તો આ શેઠને પાઠ શિખવવાનો વિચાર કર્યો.

હવે આ શેઠ દરરોજ સવારમાં નદીએ નહાવા જાય અને નાહિ ધોઈને ઘરે આવી પૂજા પણ કરતા. એટલે દરરોજના નિયમ પ્રમાણે, બીજે દિવસે શેઠ તો નદીએ લોટો અને ધોતીયુ લઈને નહાવા નીકળી ગયા. આ બાજુ પેલા મહાત્મા, યોગબળના પ્રતાપે તો શેઠનું અસલ સ્વરૂપ ધારણ કરીને, હાથમાં લોટો અને ધોતીયું લઈને, શેઠ પાછા આવે તે પહેલાંજ ઘરમાં દાખલ થઈ ગયા. ઘરના માણસોને જરા અચંબો થયો. અને છોકરાઓથી રહેવાયું નહિ એટલે તેમણે પૂછ્યું:

"પિતાજી, આજે આટલા જલ્દી જલ્દી કેમ આવતા રહ્યા."

"અરે! શું વાત કરું? આ ગામમાં તો અસલ એક મારા જેવોજ અરેજ મનેજ જોઈ લોને! તદ્દન જ્યારે હું જ નહાઉં; આબેહૂબ મારો વેશ ધારણ કરીને એક બહુરૂપી આવ્યો છે. એને આપણા ઘરમાં તે પેસી જાય! એટલે હું જલ્દી જલ્દી નાહીને આવતો રહ્યો છું; જુઓ હું પૂજા કરવા બેસું છું. તમે બન્ને ભાઈઓ ડંડા લઈને બારણા પાસે ઉભા રહો. અને કદાચ તે આવે તો તેને સીધો કરી નાખજો." આમ કહીને છોકરાઓને રખેવાળુ સોંપી મહાત્મા (રૂપધારી શેઠ) પૂજા કરવા બેસી ગયા.

થોડીક વાર થઈ એટલામાં તો શેઠજી નાહિ પરવારીને આવી પુગ્યા અને ઘરમાં દાખલ થવા લાગ્યા. કે તરતજ છોકરાઓએ તેમને રોક્યા.

"એય બોલ કોણ છે તું? મૂઆ બહુરૂપી કોની પરવાનગીથી અંદર દાખલ થાય છે?"

શેઠજી તો અચંબોજ પામી ગયા અને કહેવા લાગ્યા:

"અલ્યા, હું તમારો પિતા છું, તમે મને કોણ રોકનાર છો? તમારું ફરી તો નથી ગયુંને? ક્યાં છે તમારી મા?"

"જોને મારો બેટો બાપ થવા આવે છે તે! અલ્યા અમે તારા બાપ છીએ બાપ! સમજ્યો, ચાલ્યો જા અહિંથી, નહિતર આ ડંડા જોયા છે? સીધો કરી નાખીશું. અને હાડકાં ખોખરાં થઈ જશે! સમજ્યો માટે જો અમારું માનતો હોય તો ચાલ્યો જા અહિંથી."

"અરે પિતાજી – ઓ પિતાજી! જુઓને આ બહુરૂપી આપણા ઘરમાં પ્રવેશ કરે છે તે?"

"કોણ છે? શું વાત છે?" રૂપધારી મહાત્મા બહાર આવીને બોલવા લાગ્યા "હાંકી કાઢો, મારો

અલ્યા કોણ છે તું"

શેઠજીને તો ખૂબજ આશ્ચર્ય થયું. તે તો પોક મૂકીને રડવા લાગ્યા. છોકરાઓ તેમની પાછળ પડ્યા, એટલે બાચતા રોતા રોતા નાસવા લાગ્યા. અને ભાગે દોતિયેજ પહોંચ્યા દરબારમાં. રાજાને બધી વાતકરી અને તેમની પાસે ન્યાય માગ્યો. રાજાને ખૂબ નવાઈ લાગી, તેણે શેઠજીને આંત્વન આપ્યું અને કોરા કપડાં પહેરાવ્યા અને શેઠજીને ઘરેથી બૈરા છોકરાં સાથે બનાવટી શેઠને પકડી લાવવાનો હુકમ કરી સૈનિકને શેઠના ઘરભણી રવાના કર્યો.

થોડીકવારમાંજ સૈનિક બધાંને બોલાવી લાવી રાજા સમક્ષ હાજર થયો. રાજાનું આશ્ચર્ય બનાવટી શેઠને જોઈને તો એટલું બધું વધી ગયું કે કોણ સાચો છે તે પારખી શક્યોજ નહિ. રખેને બનાવટી ન હોય અને આ શેઠ બનાવટી હોય. તેના ભેજામાં મંથન શરૂ થયું. રાજાએ તો વખતવરતી જઈ કદાચ એકનું ચોક ન ચેતરાય તે ખાતર બનાવટી શેઠને પણ માન સહિત બેસવા આસન આપ્યું. અને વાતચિત શરૂ કરી. ત્યાં બન્નો શેઠ કહેવા લાગ્યા કે "અસલી શેઠ તો હું છું."
ત્યારે રાજાએ તેની (શેઠની) સ્ત્રીને પૂછ્યું.
"આ બન્નેમાં તમારો પતિ ક્યો છે?"
સ્ત્રીએ મહાત્મા શેઠને બતાવીને કહ્યું કે "આ મારો પતિ છે!"
રાજા તો મુઝવણમાં પડ્યો તેને કંઈ સૂઝ પડી નહિ. ત્યારે મહાત્મા શેઠે તોડ લાવવાનો નિશ્ચય કરી કહ્યું.
"જુઓ રાજાજી તમારે જો તોડ લાવવો છે તો હું તમને એક રસ્તો બતાવું છું. સાંભળો ત્યારે. અમારું નવું મકાન થયું છે તેનો કુલ કેટલો ખર્ચ થયો છે. અને કેટલા રૂપિયામાં કઈ કઈ વસ્તુઓ લાવેલા, ઉપરાંત આ મોટા છોકરાને પરણાવતાં કેટલું ખર્ચ થયું. તે બધું જે કહી શકે તે સાચા શેઠ અને ન કહે તે બનાવટી, કેમ ખરો તોડ કાઢ્યોને રાજાજી!"

રાજાજીને તો આ સૂચન ગમી ગયું. અને તે રીતે અમલ કરતાં મહાત્મા શેઠે તો આના પાઈ સુધીનો હિસાબ મોઢામોઢ કહી બતાવ્યો. શેઠજી તો અવાક થઈ ગયા હતા. અને તેમને યાદ પણ રહ્યું નહિ. ચોપડા ઘરેથી મંગાવીને રાજાએ ખાત્રી કરીને મહાત્મા શેઠને સાચા શેઠ ઠેરવીને શેઠજીને નગર બહાર કાઢી મૂકવા હુકમ ફરમાવ્યો.

વાતને બબ્બે દિવસ વિતિ ગયા. શેઠજીના હાલ તો જુઓ એક ઝાડ નીચે ભૂખે તરસે પડી રહ્યા છે અને પોક મૂકીને રોવે છે. અને ઈશ્વરનું નામ રટણ કરે છે. મહાત્માએ યોગબળથી શેઠની સ્થિતિનો ખ્યાલ

મેળવી લીધો. ત્યારપછી પોતાનું અસલ સ્વરૂપ ધારણ કર્યું અને શેઠજી પાસે ત્રીજે દિવસે પહોંચ્યા.

મહાત્માને જોતાં વેંત જ શેઠજી ઉભા થઈ ગયા અને નમી પડ્યા અને માફી માગવા લાગ્યા.

મહાત્માએ તેમને હાથ ઝાલીને બેઠા કર્યા અને શાંત્વન આપ્યું

" ગભરાવાની જરૂર નથી, શેઠજી. જાઓ તમે તમારે નિશ્ચિંતપણે ઘરે જાઓ અને ઈશ્વર સ્તવન કરો: દુખીયાઓને સાથ આપતા રહેજો " એમ કહીને મહાત્મા તો અંતરધ્યાન થઈ ગયા.

શેઠ તો મહાત્માજીનો પાડ માનતા થકી ગામમાં ગયા અને પોતાને ઘેરે પહોંચ્યા.

હવે તો શેઠ હરહંમેશા ધ્યાનપૂર્વક ઈશ્વર ભજન કરેછે. તેમનો સંસાર સુખી ચાલેછે. પણ તેમના કાનમાં પેલા શબ્દો તો કાયમ માટેજ ગુંજી રહેલા છે:-

જૂતી ખાયગા તબ માનેગા

- પટેલ પુરૂષોત્તમભાઈ.

---

## ૧૩ ૪૨૦ ચારસો વીસ

(ગઝલ)

જગતના ચારસો વીસો, હવે ચેતો જરા સમજી
મફતનો માલ ખાવામાં, તમે રમતા સરસ બાજી
બજારે કે ચહુ ઘરમાં, અરે લોજે દુકાને કંઈ.
રખડતા માર્ગમાં દેખું, તમારા ભાઈના ભાઈ.

તમારી અસ્તિ આ જગના, ખૂણે ખૂણામહિં દેખું.
નજર મારી જહાં પડતી, બીજો કોઈ નહિં પેખું.
બીજા સૌ ઉદ્યમો ત્યાગી, લીધો ઉદ્યમ તમે મોટો
જનોનાં કાતરી ખીસાં, પડાવોછો તમે પોકે.

તમારી ચાલ છે ન્યારી, બહુરંગી બહુભાતી.
તમારી ભાળ લેવામાં, ન ચાલે કોઈ ચાલાકી.
કહે ગફુર કર જોડી, હવે નહિ ચાલશે ઝાઝી.

- શાહ. જી. સી.

# ૧૫



# ચંદ્રલોકની ખોજ



હિન્દુ પુરાણોમાં હનુમાનજીની એક વાત છે. જન્મ્યા પછી તરત જ તેમણે આકાશમાં પ્રભાતના સૂર્યનું લાલચોળ બિંબ જોયું. તેને કોઈક પાકું ફળ માનીને હનુમાનજીએ છલાંગ મારી આકાશને ઠેકીને એ સૂર્યને અડ્યા, તો તેમની આંગળીઓ તથા મુખ દાઝીને કાળાં થઈ ગયાં.

મનુષ્યને અવકાશનું અને અવકાશને પાર રહેલા પદાર્થોનું હંમેશા આકર્ષણ રહ્યું છે. છેક પુરાણકાળથી આ અજ્ઞાત અવકાશ તેના મનમાં રમી રહ્યો છે. પણ આજમાં અને તે દિવસમાં એટલો ફેર છે કે, તે દિવસે જે કેવળ પ્રતીક રૂપે હતું, તે આજે વાસ્તવિકતાનું રૂપ લેતું જાય છે.

ચંદ્ર આપણી નજીકનો જ ગ્રહ છે. તેના વિશેની માહિતિ મેળવવાની અભિલાષા આજના અણુયુગમાં વધુ તીવ્ર બનતી જાય છે. અને હવે એ અભિલાષા નહીં, પણ ધ્યેય બની ગઈ છે.

ચંદ્રલોકમાં જીવન હશે કે કેમ? અથવા શક્ય છે કે કેમ? તેના પર સૂર્યની તથા બીજા આકાશી પદાર્થોની અસર કેવી થતી હશે? ગરમી, ઠંડી વગેરે શક્તિ કેટલા પ્રમાણમાં હશે? ત્યાં વાદળ વરસાદ હશે કે કેમ? આ બધા પ્રશ્નો ટૂંક સમયમાં માનવ મગજમાં સમાઈ જશે અને ચંદ્રલોકમાં માનવી મહેમાન બની જશે.

ચંદ્ર ઉપર જવા માટે બે પદ્ધતિ અપનાવી શકાય તેમ છે. ક્યાં તો હાઈડ્રોજન બોંબ કે રંગીન નિશાની કરી શકે તેવી વાયુ સિદ્ધિ ચંદ્ર ઉપર મોકલવામાં આવે જેથી તેના પર તેની સીધી ચોટ લાગે અથવા વિજ્ઞાનીઓ, ચંદ્રની નજીકથી પસાર થાય તેવું રોકેટ છોડે કે જેથી તેના મોખરાનો ભાગ ચંદ્રની આસપાસ પરિભ્રમણ કર્યા કરે.

કેટલાક વિજ્ઞાનીઓ સીધી ચોટની પદ્ધતિ અંગે ઉત્સાહી નથી. તેઓ એમ માને છે કે, બાહ્ય અવકાશમાંથી જીવંત શક્તિવાળા નાના અણુઓ ચંદ્રમાં પ્રવેશતા હશે કે કેમ, તે શોધી કઢાય તે પહેલાં તેના ઉપર રોકેટની સીધી ચોટ લગાવવામાં આવે, તો પૃથ્વી પરના બેક્ટેરીયા (જંતુ)થી ચંદ્રનું વાતાવરણ પણ કલુષિત બની જાય તેવો ભય છે. ચંદ્ર પરની રેડીઓ-એક્ટીવીટી માપી નહીં ત્યાં સુધી ચંદ્ર પરનું વાતાવરણ રેડીયો એક્ટીવીટીથી વિષમય બનાવવાથી તેઓ વિરૂદ્ધ છે.

ચંદ્રની આસપાસ પરિભ્રમણ કરે તેવા રોકેટની પદ્ધતિ વધુ આકર્ષક લાગે છે. રોકેટના ટોપચામાં ટેલીવીઝન પ્રકારના કેમેરા તથા બીજાં યંત્રો ગોઠવી શકાય કે જેથી ચંદ્રનો બે પંચમાંશ ભાગ કે જે માણસે કદી જોયો નથી. તેની માહિતિ અને ચિત્રો રેડીયો દ્વારા મેળવી શકાય. આ માટે રોકેટ સફળ રીતે છોડવું જોઈએ.

કે, ચંદ્રથી ૨૦૦૦ માઇલથી વધુ દૂર તેનું લક્ષ્ય હોવું ન જોઈએ. કારણકે તેથી દૂર ચંદ્રનું ગુરુત્વાકર્ષણ સ્પર્શતું નથી. આવા રોકેટને કલાકે ૨૪૦૦૦ માઇલની પ્રાથમિક ઝડપે છોડવાથી તે પૃથ્વીના ગુરુત્વાકર્ષણમાંથી મુક્ત બની શકે છે.

છતાં આ ઝડપમાં કલાકે ૧૦૦૦ માઇલનો વધારો થાય તો તે પૃથ્વીના ગુરુત્વાકર્ષણની અસરથી એટલું તો મુક્ત બની જાય કે ચંદ્રનું ગુરુત્વાકર્ષણ તેને પછીથી અવરોધી શકે નહિ.

ચંદ્ર આસપાસ પરિભ્રમણ કરતા રોકેટને માટે પૃથ્વીના આકર્ષણમાંથી છટકવા પૂરતુંજ બળતણ પૂરતું થઈ શકશે. ત્યારપછી તો આખાયે આ ક્રિયા ઘણા લોહચુંબકો વાળા મેજ ઉપર લોખંડનો દડો ગબડાવવા જેવી થશે.

નીચે રોકેટના પ્રવાસ અંગેના કેટલાક ચિત્ર પ્રકારો દર્શાવ્યા છે.




(૧) આકૃતિ ૧ માં આજના ઉપગ્રહોનું પ્રથમ પગલું દર્શાવ્યું છે. રોકેટો પૃથ્વીના વાતાવરણમાંથી અત્યંત વેગથી છટકી શકે છે.

(૨) ચન્દ્ર પ્રવાસમાં ઇમ્પેક્ટ શોટ (દબાણ ધક્કો) એ સહેલામાં સહેલી પદ્ધતિ છે. માણસ વિનાનું એ રોકેટ ચન્દ્ર ઉપર ઉતરીને તૂટી પડે છે.

(૩) વધારે જટિલ પદ્ધતિ છે. એમાં રોકેટ પૃથ્વીની આસપાસ ફરે છે. અને ચન્દ્રની પ્રદક્ષિણા કરીને પૃથ્વી તરફ પાછું ફરે છે.

(૪) ચન્દ્રની આસપાસ એકથી વધારે પ્રદક્ષિણાઓ કરીને પૃથ્વી તરફ પાછું આવનાર રોકેટ ઉત્તમોત્તમ છે.

માહિતિ આપી શકે પણ તે સિદ્ધ કરવું ખૂબજ મુશ્કેલ છેજ.

આમતો ચંદ્રની ખોજ માટે મુશ્કેલીઓ તો ઘણીજ છે- સૌ પ્રથમ તો રોકેટ અને તેના બળતણના પુરવઠાને પૃથ્વીના ગુરૂત્વાકર્ષણના મજબૂત આકર્ષણથી દૂર અંતરે તેને મોકલવા અને પૃથ્વીના નીચેના વાતાવરણના ભારે પીછાણને ભેદવાનું શક્ય બનાવવા પ્રચંડ શક્તિ આવશ્યક છે. બીજું અવકાશી વાહનને અમુક જ સ્થળે મોકલવા પાછળનો પ્રશ્ન અતી કઠીન છે. પરંતુ અવકાશી વાહન મોકલવાની સૌથી મહાન મુશ્કેલી તો તેની મુસાફરી દરમ્યાન રોકેટની ઝડપ નક્કી કરવાની અને તેનો નિયંત્રણમાં રાખવાની છે! કારણકે રોકેટ તેના પ્રવાસ દરમ્યાન, પૃથ્વી ચંદ્ર અને સૂર્યના ગુરૂત્વાકર્ષણમાં આવશે, અને તેથી વખતોવખત તેની ગતિ બદલાશે. આવા ગતિના દરેક ફેરફાર અંગે કોઈ પણ ક્ષતિ રહી જવા ન પામે, તે માટે પૂરેપૂરી ચોકસાઈથી ગણત્રી કરવી જોઈએ

શરૂઆતની ઝડપમાં કલાકે એક માઈલનીજ ભૂલથી, ચંદ્ર તરફનો તેનો માર્ગ ૩૦ માઈલ જેટલો પલટાઈ જાય. અને ૩૪ માઈલની ભૂલ થાય, તો ૧૬૦૦૦ માઈલ જેટલો માર્ગ બદલાઈ જવાની શક્યતા છે. અને જેથી ચંદ્રનું ગુરૂત્વાકર્ષણ તેને ખેંચી શકશે નહિ.

અત્યારે રોકેટ વિદ્યા જે ભૂમિકાએ પહોંચી છે, તેમાં ચંદ્ર પરના ઉતારા માટે જોઈતી ચોકસાઈથી, વેગનું નિયમન કરવું અત્યંત મુશ્કેલ છે. એક સેકંડના અત્યંત સૂક્ષ્મ ભાગ જેટલી ચોકસાઈથી બળતણ ઓછું કરી નાખવું જોઈએ. આ કામ જરા પણ વહેલું થઈ જાય તો વેગ જોઈએ તેટલો રહે નહિ. અને જરા પણ મોડું થાય તો વેગ જોઈએ તે કરતાં વધી જાય. હવે એમ માનવામાં આવે છે કે, આ ગાઉથી નક્કિ કરેલા ખૂણા પ્રમાણે રોકેટ છોડવામાં આવે, એની ઉપર વેગનો આધાર રહે છે.

આવા પ્રયત્નોથી હવે વિશ્વ નાનકડું નહિ રહે. તેની દ્રષ્ટિ વિશાળ બનશે. ચંદ્રલોકની ખોજ પછી મંગળ ગ્રહની મુસાફરી શરૂ થઈ જવાની, આ રીતે માનવી યુગતે યુગ સ્વર્ગની પ્રાપ્તિ કરી શકશે.

એમ માનવામાં આવે છે કે. પૃથ્વી જેવીજ વસ્તી મંગળ પર છે. તેમાં, નહેરો જેવા સીધા કારખાનાઓ જેવા મોટા મોટા દેખાય છે. અને આપણે ત્યાં પ્રચલિત થયેલી વાત ઉડતી રકાબી! ત્યાંના માનવીની શોધ તેમ માનવા મળે છે. જો આટલી સફળતા મેળવી શકાય તો આપણે જરૂર રૉકેટના સફળતા પ્રાપ્ત કરી વિશ્વ વિશ્વના વહેવાર બાંધી શકીશું.

ઝડપથી પરિપક્વ થઈ રહેલા અણુ યુગમાં આ રીતે નવા ચમત્કારોમાં એક અનોખું પરંપરા સર્જાઈ રહી છે.

(સંગ્રહના આધારે) બી. એસ. પટેલ
(બોરિઆવીવાળા).

## ૧૬ જૂદી જૂદી ભાષામાં ઈશ્વરનાં નામ.

| | | | |
|---|---|---|---|
| અંગ્રેજી માં | ગોડ | ઈન્કામાં | પાચા |
| જર્મની | ગોટ | ઈજીપ્ત | આમન |
| ગ્રીક | તઓસ | સ્વાડિશ | ગોથ |
| ઉર્દુ | અલ્લા | હીબ્રુ | યહોવાહ |
| લેટિન | ડ્યૂસ | ડચ | ગોટ |
| ગ્રીક (પ્રાચીન) | ગ્રાઈસ | જાપાનીસ | શીન |
| સીરિયન | ઈલ્લુ | હિન્દ | ઈશ્વર. |

ઈશ્વર મા. ચૌહાણ
(રામનગરવાળા)

---

## ૧૭ હવે શું (ગઝલ)

ન જોયું પાપ આચરતાં, પછી નિ:શ્વાસ નાખે શું?
પૂરા માણી લઈ ભોગો, પછી સંન્યાસ લાધે શું?
વિચાર્યું ના એ ગુસ્સામાં, પછી બદલો મળ્યાથી શું?
જગત જાણી ગયું આખું, કે આવાના જણ્યાથી શું?

સમય વખતે થયા સામા, પછી લાચારીઓથી શું?
ગળું પહેલાં અરે કાપી, પછી એ પાઘડીથી શું?
ન જાણ્યું જીવવું જીવન, હવે ઈશ્વર ભજ્યાથી શું?
કહે ગફૂર કર જોડી, હવે ફળ ભોગવ્યાથી શું?

ગફૂર સી. શાહ

---

## * જાણો છો ? ૐ

ૐ - શબ્દમાં બ્રહ્મ સમાયેલું છે. તે ત્રણ અક્ષરોથી બનેલો છે.

अ + उ + म = ૐ

જેમાં अ = બ્રહ્મા (સૃષ્ટિકર્તા) છે
उ = વિષ્ણુ (પાલનકર્તા) છે
અને, म = મહેશ્વર (સંહારકર્તા) છે.

# ૧૯. જીવન લક્ષ્ય

એક નાનામાં નાના બીજની અંદર જે પ્રમાણે એક વૃક્ષની વિરાટ કાયા આત્માને સંકોચીને છૂપાયેલી રહે છે, તેજ પ્રમાણે ક્ષુદ્ર એવા મનુષ્યની અંદર પણ આત્મ સંકુચિત ભાવના સુતેલી હોય છે. તેનું વિશાળ શક્તિમાન ક્ષેત્ર તે આત્મા. બીડાયેલી એટલે કે અણવિકસેલી કળીની અંદર સુગંધાદાર પુષ્પની સુંદર સુગંધ જેવી રીતે છૂપાયેલી છે, તેજ પ્રમાણે આ ક્ષુદ્ર લોહી-માંસની બનેલી આ કાયામાં પણ મહાન માનવતા, અપૂર્વ મહત્વ અને દેવોથી પણ શ્રેષ્ઠ ચારિત્ર્યની સુંદરતા છૂપાયેલાં હોય છે. આ સંકુચિત સુતેલા મહાન સત્તાને જાગૃત કરીને માણસની વિરાટ ઈચ્છાઓને સંપૂર્ણ વિકસીત કરવામાંજ માનવ જીવનની સાર્થકતા છે. જ્યારે માણસ, આ વિરાટ કાર્ય શક્તિને મેળવે છે, ત્યારે તે વધુ મોહાંધ, કામવાસનાથી પીડીત, છએ છ ઈન્દ્રિયોથી પરાજીત, રોગ, શોક, ભીક, મરણથી ડરતો અને કાયર મનુષ્ય રહેતો નથી. ત્યારે તો દુઃખ-સુખ ને મોહથી પર, ઘડપણ અને રોગથી મુક્ત છએ ઈન્દ્રીયો પર કાબુ ધરાવનાર માગ્યું મોત મેળવનાર અને મહાવીર બની જાય છે. જગતની કોઈ પણ શક્તિ તેને ડુરાવી શકતી નથી, કોઈ પણ પ્રલોભનથી તે લલચાતો નથી, કોઈ જાતના દુઃખ, દૈન્ય, અશાંતિ, પાપ, તાપ કે ભય ભાવના તેની નજીક આવવાનું સાહસ કરી શકતાં નથી. પ્રબળ પ્રતાપવાન સમ્રાટની સેવામાં રહેલા સેવકની જેમ બધી વિરોધી શક્તિઓ પરાજીત થઈને તેના ચરણોમાં આશ્રયની યાચના કરે છે. માનવતા અને મહત્વ, ગંગા યમુનાની પવિત્ર ધારાઓની જેમ પરસ્પર મળી જઈને તેના જાગૃત ક્ષેત્ર સ્વરૂપથી મળીને સાગર સંગમના જેમ એક પુણ્ય તિર્થની રચના કરે છે.

"भूमैव सुखम् नाल्पे सुखमस्ति"

(વિશ્વમાંજ સુખ છે, બીજે ક્યાંય નહિ)

ક્ષેત્ર કે જે વિરાટ અને મહાન છે, તેનાથીજ સુખ શાંતિ અને આનંદ પ્રાપ્ત થાય છે, અને સંકુચિત કે જે સામાન્ય અને ક્ષુદ્ર છે (નહિવત છે), તેનાથી શોક, દુઃખ અને અશાંતિ પ્રાપ્ત થાય છે

"यो वै भूमा तदमृतमय यदल्पम् तन्मर्त्यं"

મહાન તથા વિરાટ ક્ષેત્રની અંદર અમૃતત્વ લાંબા સમય સુધી ટકી રહેનાર અમરત્વનું અક્ષય બીજ છૂપાયેલું છે. અને સંકુચિત સામાન્ય સંકિર્ણતાની અંદર અચળ વ્યંગ અને મહાન મૃત્યુ છૂપાયેલું છે.

માણસની અનંત શક્તિનો આધાર (પાયો) છે, પણ જ્યારે તે પોતાના આ વિરાટ સ્વરૂપને ભૂલીને દુર્ભાગ્યવશ જીવનના કોઈ અજાણ સમયે, પોતાને સામાન્યતા કે સં-કીર્ણતામાં ચિંટળાઈને બંદી બની જાય છે, ત્યારે તે ફક્ત પોતાની આત્મ શક્તિનો દુરૂપયોગ અને પોતાની આત્મ સત્તાનું લાંછન અને અપમાન જ નહિ, પણ મહામૃત્યુને ભૂલીને ચિરઘૃણિત, નિર્લજ આપઘાત કરી બેસે છે. જે માણસ.

અસાધારણ પુરુષત્વ મારફત અલભ્યને લભ્ય કરીને સમસ્ત જગતમાં ઉથલપાથલ જગાવવાને શક્તિમાન છે; જે તપ દ્વારા મેળવેલી અદ્ભુત વીર્ય વિભૂતિ વિશ્વ પ્રકૃતિને વશ કરીને સંકેતધારા પરિપાલિત કરવા સમર્થ છે, જેના સુવિકસિત જાગૃત વ્યક્તિત્વનો પ્રભાવ સર્વ ભક્ષી મહાકાળને પણ વશ કરીને જગતમાં અક્ષય આસનની સ્થાપના કરવાને સમર્થ છે, તે દુર્જય વિરાટ શક્તિનો આધાર, એવો મનુષ્ય જો પોતાની બધી શક્તિ ફક્ત પોતાના ભરણ પોષણ અને નિર્દિષ્ટ કુટુંબીઓના ભરણપોષણ સુધીજ સીમિત કરે, તો તે આત્મ-ઘાત નહિ તો બીજું શું ગણી શકાય?

જે માણસને, વ્યક્તિને, સમસ્ત વિશ્વ માનવને, માનવજાતિને શાશ્વત અને ચીર સ્થાયી શાંતિ અને કલ્યાણકારક અમૃતત્વ આપીને સંતોષવાનો છે, તે, જો ફક્ત ઇન્દ્રિય-સુખ-ભોગમાંજ પોતાની જાતને રોકી રાખે તો તેની શક્તિની બરબાદી નહિ તો બીજું શું? ફક્ત ભોજન, ઉંઘ, ભય, મૈથુન જ શું તેનું કામ છે? ફક્ત ઇન્દ્રિયોના બંધનમાં રહેવું એજ તૃપ્તિ અને સુખ છે? માણસ શું આટલા માટેજ જન્મે છે અને જીવે છે? કે તેના જીવનનું બીજું કોઈ ઉત્તમોત્તમ ઉદ્દેશ્ય કે ઉત્તમ પ્રયોજન છે? શું સ્વેચ્છાચારી પ્રચંડ પ્રતાપશાળી પશુરાજ સિંહનું પાંજરામાંજ જીવન વાંછનીય છે? અનંત આકાશમાં ઉડતા પક્ષીનું પિંજર બધ્ધ જીવન કદાપિ શાન્તિમય ગણી શકાય? સુવર્ણ પિંજર સુવર્ણ સાંકળ કે અનાયાસ મળેલ આહારજ શું તેને માટે તૃપ્તિદાયક છે? હે આત્મા! એક વખત ધીર ગંભીર ભાવથી વિચારો, દાસ સ્વભાવ સંપન્ન દુર્બળ જાતી જેમ પરાધીનતાનું અફીણ સેવીને સ્વાધીન જીવનની શાન્તિ અને આનંદને ભૂલી જઈને પરાધીનતાનેજ શાંતિનું એક માત્ર કારણ માને તેમ ઇન્દ્રિય સુખ-સંભોગમાં ડૂબેલા મોહાભિભૂત માણસ પણ ઇન્દ્રિયોને જ્યાં બંધન છે તેવા ક્ષેત્રની અનંત શાંતિ પારાવારનો મહિમા ભૂલી જઈ એક માત્ર ક્ષણ ભંગુર "आपात मनोरम परिणाम भयावह" ભોગ-સુખનેજ પ્રાકૃતિક સુખ સમજવાની ભૂલ કરે છે. પરંતુ જ્યારે મહાકાલનો **निर्मम** આઘાતથી વિષય સંભોગ રૂપ રંગીન નશો ફટકી જાય છે. કે તરતજ ઉત્પન્ન થયેલી પાશબધ્ધ કેશરી જેવા બધ્ધ જીવનની વેદનાથી મનુષ્ય અસ્થિર અને અચળ બની જાય છે. ત્યારે તે વખતે

"निर्गच्छति जगज्जालात् पिंजरादिव केशरी" — સિંહ જેવી રીતે ક્રોધિત બનીને પિંજરને તોડીને મુક્ત પ્રદેશમાં બહાર નિકળે છે. રોગ, શોકથી પીડાતો માનવ પણ તેવીજ રીતે સાંસારિક છીન્ન-ભિન્ન કરીને ત્યાગના રાહમાં, શાંતિના રાજ્યમાં પ્રવેશે છે, સર્વ બંધનથી મુક્ત સ્વાધીન જીવનનો અખંડ, નિર્મળ આનંદ માણીને, ધન્ય અને કૃતાર્થ બને છે. ફક્ત એટલુંજ નહિ. હજુ સુધી તો ભ્રાન્તિના

ઘોર અંધકારમાં મોહને વશ થઈનેજ શત્રુ રૂપી
ઈન્દ્રિયોનો દાસ બનીને રહ્યોછે. પણ હવે દુશ્મન
ઈન્દ્રિયોજ તેના અનુયાયી નોકરની જેમ તેના આદેશ
નું પાલન કરેછે, તે જોઈને અને સ્વામી બનીને પણ
તે આટલા દિવસ તેજ નોકરોની નોકરી કરતો રહ્યો,
તે સમજીને આશ્ચર્યચકિત અને લજ્જિત થઈ જાયછે.

હે આત્મા! બધા પ્રકારના દાસત્વ, પરાધીનતા
અને આત્મ વિસ્મૃતિના મોહપાશથી પોતાનો ઉદ્ધાર
કરીને અંદર સમાયેલી સુસુપ્ત શક્તિને જાગૃત કરી
નાખ, તેના માટે ગમે તેટલું મૂલ્ય આપવું કેમ ન પડે-
તેને આપીનેજ છૂટો. આજે જે અશક્ય કે અલભ્ય
જણાયછે. તેજ નિરંતર સાધના અને અભ્યાસ દ્વારા
સુલભ્ય અને સંભવ થઈ જશે, પરંતુ તેને માટે
વિરાટ ઉદ્યોગ, અનંત અસીમ ધૈર્ય, અદમ્ય અનંત
અસીમ ઉત્સાહ, ઉદ્યમ અને અધ્યયન જોઈશે.
જીવનના લક્ષ્ય સાધનમાં સિદ્ધ પુરાતન મુખ્ય પુણ્ય-
-શાળી મહાત્માઓની અંદર જે શક્તિ સામર્થ્ય મળેછે.
તમારામાં પણ તેજ શક્તિ સામર્થ્ય હાજર છે. હવે
ફક્ત તેના અનુશીલન, કાર્ય સિદ્ધિની ઉપયુક્ત ચેષ્ટા
પ્રયત્ન, આત્મ ત્યાગ અને દુઃખ-કષ્ટ વારણ મારફતે
તેને અનુસંધનાર સાધનાનું યથા યોગ્ય મુલ્ય દાન
જોઈશે.

સામાયિક દુઃખ, દુર્બળતા અથવા આથમિક
અફળ કાર્યના કારણે હતાશ ન થઈશ. પ્રતિજ્ઞા અને
વજ્ર દૃઢ સંકલ્પના સહારે લક્ષ્ય સાધનામાં પ્રવૃત્ત
રહો. યાદ રાખ કે:-

उदयति यदि भानुः पश्चिमे दिग् विभागे
विकसति यदि पद्मं, पर्वतानां शिखाग्रे।
प्रचलति यदि मेरुः शीततां याति वह्नि
न चलति खलु वाक्यम्, सज्जनानां कदाचित्॥

અર્થાત્. જો સૂર્ય પશ્ચિમ દિશામાં ઉગે, પર્વતના
શિખર ઉપર જો કમળ ખીલે, મેરૂ પર્વત ચલાયમાન થાય
અને અગ્નિ શીતલતા ધારણ કરે છતાં પણ પફૂત
સજ્જન વ્યક્તિનું વાક્ય સદા અફરજ રહેછે.

લક્ષ્ય સાધનાની આ દૃઢતાજ મનુષ્યને સિદ્ધિ
અને ગૌરવ આપેછે.

(जीवन-साधना के पथ पर)
स्वामी आत्मानन्द.
અનુવાદક:-
ભીખુ. પી. પટેલ.

## ૧૯ જાણો છો?

| શોધ | શોધક | સાલ |
|---|---|---|
| છાપખાનું | ચીનવાસીઓ | ઇ.સ. ૫૯૩. |
| વરાળયંત્ર | જેમ્સ વૉટ | ૧૫૬૫. |
| દૂરબીન | ગેલિલિયો | ૧૫૯૦. |
| ઉષ્ણતામાપક | ફેરનહીટ | ૧૭૨૧. |
| આગબોટ | રોબર્ટ ફુલ્ટન | ૧૮૦૯. |
| સ્ટેથેસ્કોપ | લાઇનેટ | ૧૮૧૬ |
| સીવણ સંચા | થીમોનાયર | ૧૮૩૦ |
| ડાયનેમો | ફેરાડે | ૧૮૩૧ |
| ટેલીગ્રાફ | મોર્સ | ૧૮૩૨. |
| ફાઉન્ટન પેન | વોટરમેન | ૧૮૬૪ |
| ટાઇપ રાઇટર | શૉલોસ | ૧૮૭૩. |
| સ્ટીમ એન્જીન | સ્ટીવન્સન | ૧૮૮૫. |
| એરોપ્લેન | રાઇટ ભાઇઓ | ૧૯૦૩ |
| બેરોમીટર | ટૉરીસેલી | ૧૯૪૩ |

સંગ્રાહક :- હર્ષિદ દવે.
ધોરણ નવ.

## ૨૦ પ્રાણીઓ જીવે છે

| | | | |
|---|---|---|---|
| કીડી | ૧ વર્ષ | બકરો | ૧૨ થી ૧૫ વર્ષ |
| રીંછ | ૧૫ થી ૨૦. | ઘોડો | ૨૦ - ૨૫ |
| ઊંટ | ૨૦ - ૨૫. | સિંહ | ૧૦ |
| મગર | ૩૦૦-૪૦૦ | ઉંદર | ૨ - ૩ |
| બિલાડી | ૧૦ - ૧૨. | વાંદરો | ૧૨ - ૧૫. |
| ગાય | ૭ - ૧૨ | ઘુવડ | ૬ - ૮ |
| કુતરો | ૧૦ - ૧૨ | ખિસકોલી | ૮ - ૯. |
| ગરૂડ | ૩૦ | જીરાફ | ૧૪ - ૧૬ |
| ગધેડો | ૧૮ - ૨૦ | વાઘ | ૧૫ - ૨૦ |
| વરૂ | ૧૦ - ૧૨ | કાચબો | ૧૨૦ |
| કાંગારૂ | ૧૦ - ૧૨. | વ્હેલ | ૫૦૦. |
| હીપોપોટેમસ | ૩૦ | કાગડો | ૧૦૦ |
| કુકકર | ૨૫ | મરઘી | ૧૪ |
| સસલું | ૬ - ૮ | પોપટ | ૧૦૦ |
| ઘેટું | ૧૨ | મોર | ૨૫ |
| સાપ | ૧૦ | ચકલુ | ૨૦ |
| હાથી | ૩૦-૪૦ | | |

ભીખુ.પી. પટેલ (હેગામા)

# -૨૧- રત્ન કણિકાઓ

oooooooooooooooooooooooooooooo

❋ ઈશ્વર તો આપણને ફક્ત આપી શકે. તે લેવાની પાત્રતા આપણામાં હોવી જોઈએ.

❋ ગમે તેટલી મુસીબતો આવે, માર્ગ ગમે તેટલો લાંબો હોય, તો પણ શાંત ચિત્તે આપણે તો ધર્મને જ અનુસરવો જોઈએ.

❋ જેનો હેતુ સાચો છે એને ઈશ્વર જરૂર મદદ કરે છે.

❋ ભેટ તરીકે બધું જ સ્વિકારી શકાય છે, પરંતુ જો ધર્મ સ્વ ધર્મ નથી હોતો તો તે રક્ષણ આપતો નથી, બલ્કે નાશ તરફ લઈ જાય છે.

⊙ છેવટે અજ્ઞાન ભારે નુકશાન કારક થઈ પડે છે, કેમકે શિક્ષિત અને મૂર્ખ લોકોમાં બંનેનો ખોરાક તો સમાન. અમે **તાકાત** આપનારો જોઈએ છે એ સાચું, પરંતુ મૂર્ખ લોકો જગતને જરા પણ કામના નથી.

⊙ પુણ્યનો બદલો પુણ્ય જ હોય છે.

⊙ પાસાદાર હીરાનો પથ્થર એનું નામ કેળવણી. તેમાંથી જે પ્રકાશ પડે તેનું નામ સંસ્કૃતિ! પથ્થરમાં વજન હોય, જ્યારે રોશનીમાં ઝબકારો!

⊙ ગમે ત્યાં ગમે તે મુસીબત આવે, પણ શ્રદ્ધા અને ભક્તિ અચળ રાખી, ધર્મમાં અડગ રહેજો.

⊙ આથમતો સૂર્ય પૂછે છે, "મારું કાર્ય ચાલુ રાખવા કોણ તૈયાર છે?". દુનિયા આખી એ પ્રશ્નથી અવાક્ બની ગઈ.

⊙ નમ્રતાથી માટીનું કોડિયું આગળ આવ્યું અને બોલ્યું, "નામદાર, મારી અલ્પ શક્તિ અનુસાર હું એ કામ કરીશ".

⊙ સંસારમાં તમામ અસત્યો છૂટી જશે અને પરિપૂર્ણ સત્ય સૌની જિંદગીમાં સ્વચ્છ સ્વરૂપે પ્રગટ થાશે!

⊙ માનવીનો સત્ય સાથેનો સાચો સંબંધ ભક્તિનો છે. એ સંબંધ માનવીને નમ્રતા આપે છે; પરંતુ એ જો નમ્ર બનાવવાને બદલે માનવીને અહંકારી અને ઉદ્ધત બનાવે તો એ સત્યની સરખામણીમાં માનવી ફક્ત પોતાની ક્ષુદ્રતા જ જાહેર કરે છે.

⊙ જે માનવીઓ ઈશ્વરના દૂતો અને ધર્મગુરુઓ બની આવે છે, દુનિયામાંથી જેઓ પાપનો નાશ કરી મનુષ્યોને સારાં અને પવિત્ર કાર્યો કરવાની પ્રેરણા પાય છે તેઓ માનને પાત્ર છે.

⊙ માનવી માટે સાદાઈ આનંદ આપનારી વસ્તુ છે.

- આજનો માનવી લાલચુ અને અસહિષ્ણુ બનવાને કારણેજ સમાજમાં અન્યાય, અસમાનતા અને દુઃખો આજે વધી જવા પામ્યાં છે.
- મુક્તિ એજ માનવીની સૌથી મોટી વસ્તુ છે. કોઈ ચીજ એની બરોબરી ન કરી શકે.
- જે માનવી સત્તા, સંપત્તિ અને અહંકારનો બોજો જાતે ફેંકી દે છે તે મહાપુરુષ છે.
- માનવી, તારા પ્રકાશમાં ઉઠીને ઉભો થઈજા. જો કેટલા માનવીઓ કેટલે દૂરથી તને શરણે થવાને આવી રહેલા છે. દૃઢ રહેજે. દિપકની જેમ સુસ્તી તજી તું સદા જાગ્રત રહેજે. આ માત્રમ રાતે જો તું નિંદમાં પડીશ તો એ બધા ચાલ્યા જશે.
- દુનિયાનો, જ્ઞાનરૂપે, શક્તિ સ્વરૂપે અને આનંદરૂપે ખ્યાલ કરવો તેનું નામજ માનવી બનવું કહેવાય.
- સર્જનહારે શું મનુષ્યને (પુરુષને) બાહ્ય દ્રષ્ટિજ આપી છે? આંતર દ્રષ્ટિ શું એને સહેજે નથી આપી? શું જોઈને પુરુષો થોડુંક અમથું દેખતાં ભાન ભૂલા થઈ જાય છે?
- પ્રભુનાં સંતાન આપસ આપસમાં ભેગાં મળીને પ્રેમ-ભાવથી રહે. કોઈ ભાઈની પાસેથી તેના ભાઈનો બહે-કાવીને કોઈ લઈ જાય નહિ. જ્યાં પ્રેમ સાગર ભરપૂર છે. ત્યાં હિંસાનું નામ માત્ર ન હોય.
- પ્રભુ! તારા પ્રેમની વહેતી અમૃતધારા તું અટકાવી દઈશ ના. એ ધારાથી જગતનું વિશાળ વાસણ ગળા સુધી છલો છલ ભરી દેજે.
- જન્મતું દરેક બાળક સુચવે છે કે પ્રભુ માનવ જાતથી હજુ નિરાશ થયો નથી.
- સંસારમાં પારકું કોઈ નથી તેમ કોઈ પોતાનું પણ નથી. જે આપણને પોતાનું માને તે પોતાનું, અને પારકું માને તે પોતાનું હોય તોયે પારકું જ!
- આજનું ઘર આવતી કાલે નાનું લાગે એજ સંસારનો નિયમ! માનવી પહેલો ગરીબાઈમાં જન્મે, બાદ તવ-ગરીમાં ઘર માંડે અને તેના પછી ઈશ્વરની સાધના તે ત્યાગ.
- સંસારમાં જે લોકો કંઈ આપતા નથી તેઓ કાંઈ મેળવી પણ નથી શકતા. આથી સહેજે જે આપણા હાથમાં આવે છે તેને આપણે પૂર્ણપણે મેળવી શકતા નથી. એ વસ્તુ જ્યારે ત્યાગ મારફત મેળવી શકીએ ત્યારેજ તે આપણું અંતરનું યોગ્ય ધન બની શકે છે. જે કાંઈ આપણે આપણા હાથમાંથી ત્યાગી દઈએ તેજ આપણી સાચી સંપત્તિ. તેને પકડી રાખવાની મહેનત કરવી એજ દુર્ભાગ્ય છે. જે માનવી જેટલે અંશે સ્વાર્થત્યાગ કરી શકે છે તેટલે અંશે તે, તે ચીજ મેળવવાને શક્તિમાન

બને છે. ત્યાગના અભાવથી નાનામાં નાની વાત પણ મોટી બની જાય છે.

⊙ સમાજ જરૂર જણાતાં માનવીને મદદ કરતો નથી, કે નથી તેને મુસિબતમાં સાથ આપતો. એ તો માત્ર શિક્ષાઓનો ભય બતાવીને એને ધૂળ ચાટતો કરી નાંખે છે.

⊙ "હે સાગર, તારી સનાતન ભાષા શી?"
"મારી અનંત જીજ્ઞાસા" - સમુદ્રે જવાબ આપ્યો.
"હે ગિરિરાજ! તું સ્તબ્ધ શા માટે?"
હિમાદ્રિએ જવાબ આપ્યો, "મારું ચિત્ત નિરૂત્તર છે."

⊙ વ્યક્તિ અને સમાજ બંનેથી પર એક ધર્મ છે. એ ધર્મ તરફ નજર રાખીને આપણે ચાલવું જોઈએ. વ્યક્તિને બચાવવી એ જેમ આપણું મુખ્ય કર્તવ્ય નથી, તેમ સમાજને બચાવવો એ પણ આપણું કર્તવ્ય નથી. એક માત્ર ધર્મને બચાવવો એજ આપણું સૌથી મોટું કર્તવ્ય છે.

⊙ અત્યારના જમાનામાં સંયમની કપરી સાધના વિના સમાજમાં કોઈપણ બંધન ટકી શકતું નથી.

⊙ જિંદગી તો સત્ય અને અસત્યની ગૂંથણી છે.

⊙ ભારતની એકતા અને તેનું સામાજિક સંગઠન સાચવી રાખવાનાં મહાન કાર્ય માટે કીમતી જિંદગીનો ભોગ પણ આપવા જેવો છે.

⊙ મૃત્યુ ભયંકર નથી તેમ વિકરાળ પણ નથી. માનવીનો એ તો ઉમદા સાથી છે, અને પરમ મંગળ પરમાત્માનો એ સંદેશવાહક છે. એના આવવાથી આપણે ગભરાઈ જવું ન જોઈએ. એનું તો પ્રેમથી, સન્માન કરવું રહ્યું. જેવી રીતે કોઈ મોંઘેરા મહેમાનનો મમતાપૂર્વક સત્કાર કરાય તે રીતે આપણી જિંદગીનું બધુંજ એને અર્પી દઈને રાહત અનુભવવી રહી. મૃત્યુને તો માનવ જિંદગીનો એક મહાન ઉત્સવ ગણવો જોઈએ.

⊙ મટ્ટીનાં કોડિયાને કેરોસિનનો દીવો કહે છે; "ખબરદાર મને જો ભાઈ કહીને બોલાવશો તો ગળું ભચડી કાઢીશ." તેટલામાં આકાશમાં ચંદ્ર ઉગ્યો, તે જોઈને કેરોસિનનો દીવો બોલી ઉઠ્યો, "ભાઈ, આવો!"

⊙ બીજાનું માત્ર અનુકરણ કરવાથી નથી તો આપણે તેમના જેવા થવાના, કે નથી આપણે તેથી આપણું પોતાપણું સાચવી શકવાના. ખાતરીથી માનજો કે આપણા દેશની શક્તિ, પ્રકૃતિ અને સત્ય જુદાં છે. એનોજ સંપૂર્ણ વિકાસ થાય તોજ દેશ સાર્થક થશે અને તોજ દેશ બચવા પામશે. અંગ્રેજોનો ઇતિહાસ ભણીને ચાટવું જો આપણે ન શીખ્યા હોઈએ તો તો કશુંજ નથી શીખ્યા.

- હે ભારત ! જાગ્રત બનજે, સાવચેત રહેજે. સત્તા અને સંપત્તિથી ગર્વઘેલા બનેલા પશ્ચિમના પ્રજાજનો સામે ઉભાં રહેતાં શરમાશો નહિ. મારા વહાલા દેશના પ્યારા ભાઈબંધો તમારો મુકુટ તો નમ્રતાનો મુકુટ રહેશે. તમારી સ્વતંત્રતા આત્માની સ્વતંત્રતા રહેશે. એટલું જાણી લેજો કે બહારથી વિશાળ દેખાતી ચીજો સાથોસાથ કાંઈ મહાન નથી અને ગર્વ સદાકાળ કોઈનો જળવાતો નથી.
- જગતના તમામ ધર્મોમાં ત્યાગ ધર્મ સર્વથી ઉત્તમ છે.
- પાંખ વિનાનું પતંગિયું ગુસ્સે થઈને ગુન ગુન ગુન ગુન ગમે તેટલું કરે તોયે અંતે તો મૂરખની જેમ ચારે દિશામાં આથડી આથડીને જ તે મરવાનું.
- સત્ય સામે બળ કદી ટકી શકે ખરું ?
- દુઃખ એ પાપનું ફળ છે એમ કોણે કહ્યું ? ધર્મનું ફળ પણ દુઃખ હોય છે. કેટલાય ધર્માત્મા જેવા પુરૂષોનાં જીવન દુઃખમાં પસાર થાય છે. ધર્મનું ફળ સુખ જ હોય એવો નિયમ નથી; ધર્મનું ફળ ધર્મ જ છે.
- સ્ત્રીઓ પ્રલયકારી કહેવાય છે. તેઓ માત્ર પોતાની બુધ્ધિ વડે જ નહિ પણ અંધ પ્રકૃતિ દ્વારા પ્રલયનો કેર વર્તાવે છે. નદી જેમ જ્યારે તેઓ કાંઠામાં રહીને ચાલે છે ત્યારે સર્વસ્વ ખર્ચીને પાલન પોષણ કરે છે; પરંતુ કાંઠાઓ તોડીને આગળ માર્ગ કરે છે ત્યારે સર્વ શક્તિ દ્વારા વિનાશ લાવે છે.
- જિંદગાને આંસુના મહાસાગરમાં વહેવડાવી દેવા કરતાં હાસ્યની લહરીમાં તેને ઉડાવી દેવું એ જ ઉત્તમ છે, અને જગત એ જ રીતે ચાલી પણ રહ્યું છે.
- પ્રતિધ્વનિ હંમેશા ધ્વનિની ઠઠ્ઠા કરે છે. વખતે ધ્વનિના આભાર હેઠળ તે છે તો પકડાઈ જાય.
- કૃપા મનમાં અફસોસ કરે છે, "હું આપું છું, પણ મને તો કાંઈ મળતું નથી."
  કરૂણા કહે છે, "હું આપું છું, મને તો કાંઈ પણ જોઈતું નથી!"
- ઘાતકી નહિ બનવું, પરંતુ ફરજ વેળા કડક તો થવું જ પડે.
- આ દેશ એવો છે કે ઈશ્વરને નહિ માનીએ તો અધઃપતન જરૂર થવાનું જ.
- લાલસાનો ત્યાગ કરશો એટલે જગત ભરની વિશાળ દોલત આપોઆપ હાથમાં આવી જશે.

<u>ટાગોરના વિચાર રત્નો</u>. (રત્ન કંકણ માંથી)

સંગ્રહ કરનાર:- વ્યાસ નટવરલાલ એન.
(ભાભાવાડ)

# ૨૨. ઔદ્યોગિક કેળવણી

વર્ષો સુધી ગુલામીમાં જકડાયા પછી ભારતે ૧૯૪૭ માં સ્વતંત્રતા પ્રાપ્ત કરી. આઝાદી મળતાંની સાથેજ, આપણા દેશના ધૂરંધરોના હાથમાં સત્તા આવી. તેઓએ જેમ બને તેમ ભારતને વધારેને વધારે પ્રગતિશિલ બનાવવું અને બીજા દેશોની હરોળમાં આવી જાય એ હેતુસર પદ્ધતિપૂર્વક કાર્ય ઉપાડ્યું. ભારતમાં ઔદ્યોગિક કેળવણીની ખાસ જરૂર હતી. એ પ્રશ્ન હલ કરવા માટે વિચારણાઓ કરી, ઠેર ઠેર એને અનુકુળતા પ્રમાણે ઔદ્યોગિક તાલીમ કેન્દ્રો શરૂ કર્યાં.

વિદેશી સરકાર ભારતની કેળવણી પ્રત્યે ખાસ લક્ષ્ય આપતી ન હતી. ફક્ત પુસ્તકિયા જ્ઞાનજ અપાતું. એ સરકારને ફક્ત મદદનીશોનીજ જરૂર રહેતી અને તે પ્રમાણે કારકૂનોના કેળવણી અપાતી. ભારતવાસીઓ ઉત્તમ ટેકનીશીયનો થાય એવું તેઓ ઈચ્છતા જ ન હતા. પરંતુ પોતાને કેટલા અંશે લાભ થશે એ દ્રષ્ટીકોણથી કેળવણી આપતા.

બીજા દેશોમાં તો ઔદ્યોગિક તાલીમને ઘણુંજ અગત્ય અપાય છે. બાળપણથીજ સ્કુલોમાં બાળકોને ટેકનીકલ વિષયો શિખવાય છે.

પ્રજા નવાનવા ઉદ્યોગો શિખે તે માટે આપણી સરકારે હવે તો નવા નવાં તાલીમ કેન્દ્રોની રચના કરવા માંડી છે. જોકે આપણો દેશ ખેતી પ્રધાન દેશ છે. અને મુખ્યત્વે ગામડાઓનો બનેલો છે. દેશની વસ્તી કૂદકે ને ભૂસ્કે વધતી જાય છે. ત્યારે જો પ્રજા એકજ ધંધા ઉપર આધાર રાખી બેસી રહે તો આપણા દેશને બીજે સાધનો અને યંત્રો માટે, બીજા દેશો ઉપર ઘણોજ આધાર રાખવો પડે.

ભારતના નેતાઓને લાગ્યું કે પ્રજાને પણ ધંધાદારી યોજનાઓ તરફ વાળવી જોઈએ. કેળવણી તો અપાતીજ હતી પણ એ પુસ્તકિયા જ્ઞાન સાથે વ્યવહારૂ જ્ઞાન પણ આપવું જોઈએ. એમ વિચારણા કરી જે કેન્દ્રો સ્થાપ્યાં તેમાં દરેક જાતના ઉદ્યોગોનો સમાવેશ થઈ જાય છે. કાપડને લગતા, મશીનરીને લગતા, બાંધકામને લગતા વગેરે દરેક ધંધાઓનો તેમાં સમાવેશ થાય છે. ઉપરાંત બેકારીનો પ્રશ્ન હલ કરી શકાય પ્રજા ઉદ્યોગમાં લાગી જઈ પ્રવૃત્તિમય જીવન ગાળવા લાગે એ માટે

સરકારે કેટલાક કેન્દ્રોમાં સ્કોલરશીપ અને મફતશિક્ષણની પ્રથા દાખલ કરી છે.

કેટલાંક એવાં કેન્દ્રો છે કે જેમાં ઓછો અભ્યાસ કર્યો હોય તેમને પણ ઉદ્યોગ શિખવવામાં આવે છે. આવાં ઔદ્યોગિક તાલીમ કેન્દ્રો દ્વારા ગરીબ અને સામાન્ય માણસ પણ ધંધાઓ શીખી પોતાનું જીવન આસાનીથી વિતાવે છે.

પંચવર્ષીય યોજનાઓ દ્વારા પણ ઘણા ઉદ્યોગની ખીલવણી થઈ રહી છે. એન્જીનીયરોથી માંડીને મજૂરોની પણ તે યોજનાઓમાં જરૂર પડે છે. એટલે જો મજૂરવર્ગ પણ આ બાબતની કેળવણી પામેલો ન હોય તો શું થઈ શકે? આવે તાલીમ કેન્દ્રોમાં એટલો તો ધસારો થઈ રહ્યો છે કે વિદ્યાર્થીઓને કેટલીકવાર પ્રવેશ મેળવવો પણ મુશ્કેલ થાય છે.

એક શરમની વાત તો એ છે કે એક ટાંકણી જેવી વસ્તુ મેળવવા માટે પણ ભારતને બીજા દેશો ઉપર આધાર રાખવો પડે છે. હવે એમ કદાપી પણ બનવું ન જોઈએ માટે સરકાર પ્રયત્નો કરી રહી છે. અને તે માટે બહારથી આયાત થતી સાધનસામગ્રી ઉપર ધીરે ધીરે સરકારે કાપ મૂકવો શરૂ કર્યો છે. એ એક ઘણી સારી વાત છે. જે જે ઉદ્યોગો ખીલવવા હોય તે પ્રમાણે માણસોને તૈયાર કરવા જોઈએ. એક જ માણસ ઘણા ધંધા શીખે તેમાં જો કે કંઈજ વાંધો ન હોઈ શકે છતાં તે જે ધંધો જાણતો હોય તેમાં જ પારંગત હોવો જોઈએ એ જરૂરી છે. આજે આપણા દેશમાં ટેકનીશીયનોની ખૂબજ જરૂર છે એ માટે આપણા દેશના નેતાઓ વારંવાર પોકાર કરી રહ્યા છે.

આપણી સરકારે નવા ઉદ્યોગોની ખીલવણી કરવા પંચવર્ષીય યોજનાઓ ઘડી કાઢી છે. એમાં ઘણા ઉદ્યોગોનો સમાવેશ થાય છે. લોખંડના કારખાનાં, નહેરયોજના, વિદ્યુત વગેરે માટે ઘણી યોજનાઓ તૈયાર કરવી પડે છે. તે માટે ટેકનીશીયનોની જરૂર રહે છે. અને તે માટે ભારતને કેટલીક વાર તે માટે બીજા દેશો ઉપર આધાર રાખવો પડે છે. અત્યારે ખનીજ દ્રવ્યોની પણ ઠેર ઠેર તપાસ થઈ રહી છે. તે માટેનું કેન્દ્ર ખોલવા આપણી સરકાર વિચારણા કરી રહી છે.

દરેક પ્રકારના ઉદ્યોગો તરફ લક્ષ્ય આપીને જરૂરિયાત પ્રમાણેની તાલીમ આપી માણસોને કામે આપવાથી દેશમાં બેકારીનો નાશ થાય છે, અને દેશ પ્રગતિમય બને છે. ભારતની પ્રજાએ એ માટે આગળ ને આગળ વધવા પ્રયત્નો કરવા જોઈએ.

ધંધાઓ શરુ કર્યા બાદ પ્રજા એ તરફ અરૂચિ બતાવે છે. પરંતુ આળસ એ મનુષ્યની જીવતી જાગતી કબર છે. એ સૂત્રને લક્ષ્યમાં રાખી, હંમેશા પોતાના ધંધામાં પ્રવૃત્તિમય જીવન ગાળવું જોઈએ. તોજ પ્રજા સુખી થશે. અને દેશની આબાદી વધશે. અને બીજા દેશોની હરોળમાં ઉભા રહેવાનું આપણા માટે શક્ય બનશે.

૧૯૫૭ સાલના અંત દરમ્યાન ભારતમાં ચાલુ લાખ ચોસઠ હજાર શિક્ષિત બેકાર હતા. જેમાં બે લાખ બાણુ હજાર મેટ્રીક થયેલા, પિસતાલીસ હજાર અન્ડર ગ્રેજ્યુએટ અને સત્તાવીશ હજાર જેટલા ગ્રેજ્યુએટોનો સમાવેશ થાય છે. એ બેકારીનો પ્રશ્ન હલ કરવા માટે આજે ઉદ્યોગોની ખાસ જરૂર છે જ. દરેકે દરેક માણસ કંઈને કંઈ પણ ઉદ્યોગ જાણતો હશે તો તે ભૂખે મરવાનો નથી અને પોતાનું જીવન સારી રીતે વિતાવી શકે પણ ખરો. એટલા માટેજ દેશમાં ઠેર ઠેર ઔદ્યોગિક તાલીમ કેન્દ્રો સ્થપાવાં જરૂરી છે.

નરોત્તમભાઈ ન. પટેલ

## ૨૩. જોડણીની કરામત

દિન : દિવસ — દીન : ગરીબ
દ્વિપ : હાથી — દ્વીપ :- બેટ
પાણિ : હાથ — પાણી : જળ
ગજ : હાથી — ગજ : માપ
કર : હાથ — કર : વેરો
રવિ : સૂર્ય — રવી : પાક
ખચિત : જડેલુ — ખચીત : ચોક્કસ
વારિ : પાણી — વારી : વારો
વધુ : વધારે — વધૂ : વહુ
હિમ : સોનુ — હીમ : ઠાર
ચિર : લાંબુ — ચીર : વસ્ત્ર
જરા : ઘડપણ — જરા : થોડુ
ભાલ : સોખા — ભાલ : છાપ
પુર : નગર — પૂર : રેલ
શૂરા : વીર — સુરા : દારૂ

જી. સી. શાહ.



# ૨૪. બાવાજીની લંગોટી

એક ગામમાં એક મંદિર હતું ત્યાં એક બાવાજી રહેતા હતા. તે દરરોજ સવારમાં વહેલા ઉઠીને નાહી ધોઈને ભગવાનની પૂજા કરતા હતા. એક દિવસ સવારે નાહીને બાવાજી તેમની ધોએલી લંગોટી પહેરવા માટે ગયા પરંતુ આ શું? લંગોટી ગુમ થયેલી માલમ પડી. બાવાજી તો વિચારમાં પડીગયા. કે, "અહિંયા મારા સિવાય કોઈ રહેતું નથી તો પછી લંગોટી ક્યાં જાય? નક્કી રાત્રે કોઈ ચોર આવતો હોવો જોઈએ અને લંગોટી લઈને ચાલ્યો જતો હોવો જોઈએ!" હવે બાવાજીએ નિશ્ચય કર્યો કે આજ તેજ જગાએ લંગોટી સૂકવવી. અને આખી રાત જાગવું. ચોરને પકડવો અને તેના હાડકાં ખોખરાં કરવાં. એમ વિચારીને બાવાજી તો હાથમાં ડંડો લઈને બેઠા. રાત પડી અને બે વાગ્યા છતાં બાવાજી જાગતા જ હતા. થોડી વાર પછી બાવાજી તો ઝોકાં ખાવા લાગ્યા. આમ કરતાં ઘણો વખત થયો. જ્યારે તેઓ ઝોકામાંથી જાગ્યા અને જુએ છે તો લંગોટી ગેબ. એટલે તો તેઓ ખૂબ ખીજાયા. બીજા દિવસે તેમણે સખત ચોકીપહેરો રાખવાનો નિશ્ચય કર્યો. અને આખી રાત જાગ્યા. ત્યાં મોડી રાતે એક ઉંદરને તે લંગોટી તાણી જતો જોયો. એટલે આશ્ચર્ય સાથે તે બોલ્યા "યે બાત હૈ", આતો ઉંદરજ લંગોટી ચોરી જાય છે, એમ, કાલે તમારી વાત છે! આમ કહી બીજે દિવસે ઉંદરને લંગોટી તાણી જતો અટકાવવા માટે તેમણે એક બીલાડી પાળી. એટલે મુસિબત ટળી. અને તે રીતે લંગોટી ચોરાતી અટકી ગઈ. પણ સાથે બીજી મુશ્કેલી વધી. બીલ્લી માટે દૂધ ક્યાંથી લાવવું. તો તે માટે તેમણે વિચાર કરીને એક ગાય રાખવાનો વિચાર કર્યો અને બીજે દિવસે ગાય પણ લાવ્યા અને તેનું દૂધ કાઢીને બીલાડીને પાવા લાગ્યા. એક બે દિવસ આમ ચાલ્યું. પણ ગાયની ખોરાકી ક્યાંથી પૂરી પાડવી. એ પ્રશ્ન ઉભો થયો. તે પ્રશ્ન હલ કરવા માટે તેમણે એક નોકરાણી રાખી. તેથી તે હંમેશાં મંદિરમાં આવતી અને બધું સાફ સુફ કરીજતી. એકાદ બે વર્ષમાં તો બાવાજીને જરૂરિયાતો પૂરી પડતાંજ સંસાર ભોગવવાની લગની લાગી. અને નોકરાણી ઉપર મોહ લાગ્યો. ત્યારે તેમને લાગ્યું કે આ હું શું કરી રહ્યો છું. ભગવાનનું ભજન કરવા માટે હું સાધુ બન્યો, અને આતો ઘર સંસાર ભોગવવાની કામના ઉભી થઈ. ભાન થતાં બાવાજી તો ભાગ્યા. પ્રાયશ્ચિત કરવા પહાડોમાં ચાલ્યા ગયા. માટે દરેક જણે લોભ ન કરતાં વિચારીને વર્તવું.

પુરુષોત્તમભાઈ ન. પટેલ.

24. # Thus Spake Vivekanand.

He who knows how to obey knows how to command. Learn obedience first. We want organization. Organi-sation is Power, and the secret of that is obedience.

Those that want to help mankind must take their own pleasure and pain, name and fame, and all sorts of interests, and make a bundle of them and throw them into the sea, and then come to the Lord. This is what all the masters said and did.

Know partially to be the chief cause of all evil.

Go, all of you, wherever there is an outbreak of plague or famine, or wherever the people are in distress, and mitigate their sufferings. At the most, you may die in the attempt. What of that? How many like you are taking birth & dying like worms, every day? What difference does that make to the world at large? Die you must, but have a great ideal to die for, and it is better to die with a great ideal in life. Preach this ideal from door to door and you will yourselves be benefitted as well as at the same time, be doing good to your country. On you lie the future hopes of our country. I feel extreme pain to see you leading a life of inaction. Set yourselves to work — to work! Do not tarry - the time of death is approaching day by day! Do not sit idle, thinking that everything will be done in time, later. Mind, — nothing will be done that way.

8. Right concentration.

- Do not kill.
  Do not steal
  Do not commit adultery.
  Do not tell lies.
  Do not slander
  Do not speak harshly.
  Do not engage in idle talks.
  Do not covet other's property.
  Do not show hatred.
  Think righteously.

## The four noble Truths.

The existence of sorrow.
The cause of sorrow
The cessation of sorrow
The way which leads the
cessation of sorrow.

- To the sinful man sin appears sweet as honey. The fool who knows his foolishness, is wise at least so far. But a fool who thinks himself wise, is a fool indeed.
- If the woman be old, regard her as your mother, if young as your sister, if very young, as your child.



સંગ્રહ કરનાર :- વ્યાસ. નટવરલાલ એન.
કુડાળાભાલ.
(ઝાલાવાડ)



# ૨૬. અણુ શક્તિ

પ્રાચિન કાળના ઈતિહાસમાં ડોકીયું કરીએ તો, મહાભારતના યુધ્ધમાં અગ્ન્યાસ્ત્રનો ઉલ્લેખ છે. તે અણુબોંબને મળતુ આવતુંજ હથિયાર છે. આપણા સૂર્યમાં તો આ ક્રિયા અવિરતપણે ચાલેજ જાય છે. કરોડો માઈલને અંતરે સૂર્ય છે. છતાં મધ્યાહ્નને ખરા ધૂપમાં ઉભા રહેવું કઠિન થઈ પડે છે. તે તેનુંજ પરિણામ છે.




## અણુ ભઠ્ઠી

**ચિત્રવર્ણન.**

૧-૨-૩ :- યુરેનીયમ સળીયા ધરાવતી પાઈપો

૪-૫ :- કેડમીયમ સળીયા ધરાવતી પાઈપો.

૬-૭-૮ :- ૧, ૨, ૩ પાઈપોમાંથી વરાળ એકઠી કરતી પાઈપો.

૯ :- વરાળ જનરેટર. (સંગ્રહ કરનાર)

૧૦ :- ગ્રેફાઈટ ના ઈંટો.

૧૧ :- ૧, ૨, ૩ પાઈપમાં જતું ઠંડુ પાણી.

૧૨ :- સીમેન્ટ કોન્ક્રીટની રક્ષણ દિવાલ.

૧૩ :- ટર્બાઈન ફેરવી શકે તેવી સખત દબાણ ધરાવતી વરાળ.

સૂર્ય એજ આત્માછે. અને તે કર્તાની કૃતિછે. તેને લીધેજ આ દેહમાં જીવન રહેછે. વૈજ્ઞાનિક દ્રષ્ટીએ વિચારીએતો કુદરતમાં જે તત્વો છે. તેમાં ભારે તત્વોના અણુને ભાંગવાથી, મોટા પ્રમાણમાં શક્તિ અને ઉષ્ણતા ઉદ્ભવેછે તે એક ભૌતિક ક્રિયાછે. આ શક્તિને આપણે અણુશક્તિ તરીકે ઓળખીયે છીયે.

આઈન્સ્ટાઈન ના મત પ્રમાણે, દ્રવ્યને શક્તિ રૂપમાં ફેરવાઈ શકાયછે. તે રીતે અણુવિભાજન ને પરિણામે નવાં તત્વો બનેછે. અને અણુમાં રહેલાં કણોને સાંકળવામાં વપરાયેલી શક્તિ બહાર પડેછે. સૂર્ય પણ આ રીતે દરરોજ કેટલુંય દ્રવ્ય શક્તિરૂપમાં ગુમાવેછે. છેવટે એક એવી સ્થિતિ આવશે કે સૂર્યમાંથી વહી રહેલો અખૂટ શક્તિનો ધોધ શૂન્યમાં પરિણમશે.

નૂતન શોધો ઉપરથી એમ મનાયછેકે કોઈપણ તત્વના બંધારણમાં પ્રોટોન, ઈલેક્ટ્રોન, પોઝીટ્રોન, ન્યુટ્રોન અને મેસોન જેવાં કણો હોયછે. અણુશક્તિમાં વપરાતું યુરેનીયમ તત્વના પરમાણુમાં ૯૨ પ્રોટોન, ૧૪૩ ન્યુટ્રોન, અને ૯૨ ઈલેક્ટ્રોન્સ છે. આ ઈલેક્ટ્રોન્સ જૂદી જૂદી ભ્રમણ કક્ષામાં રહીને, પ્રોટોન અને ન્યુટ્રોન ના કેન્દ્રમાં રહેલા જથ્થાની આસપાસ પરિક્રમા કરે જાયછે. યુરેનીયમ તત્વનું અણુવજન ૨૩૮ છે. છતાં શક્તિ ઉત્પન્ન કરવામાટે તેનો આઇસોટોપ, યુરેનીયમ ૨૩૫ નો ઉપયોગ, ખાસ કરીને કરવામાં આવેછે.

આવા ભારે તત્વના અણુનુ વિભાજન કરવા માટે ન્યુટ્રોન નામના કણોને યોગ્ય પ્રમાણ અને ઝડપથી યુરેનીયમના પરમાણુઓ ઉપર અફાળવામાં આવેછે. પરિણામે કેન્દ્રમાં ભંગાણ પડેછે. તેનું બંધારણ બદલાયછે. અને નવાંજ તત્વો બનવા પામેછે. ઉપરાંત વધારે ન્યુટ્રોન કણો છૂટાં પડેછે. આ છૂટાં પડેલાં કણો ફરીથી બીજા યુરેનીયમ ના પરમાણુના કેન્દ્રો સાથે અફળાયછે. અને આ રીતે સાંકળ જેવી પરંપરા ચાલુ રહેછે. અને તે આપમેળેજ ચાલુ રહેછે. આ ક્રિયા આપમેળે થાય તે માટે, ~~નવાં ઉત્પન્ન થતાં ન્યુટ્રોન અને~~ કેન્દ્રમાં રહેલાં ન્યુટ્રોન ની સંખ્યાનો ગુણોત્તર એકમ થવો જરૂરી છે. ત્યારે આવી સાંકળ-પ્રક્રિયા ચાલુ થાયછે. અને તુરતજ ઉષ્ણતામાન અને શક્તિનો ઉદ્ભવ થાયછે. અને ધીરે ધીરે આખી ક્રિયા અસરણમાં રૂપાંતર પામેછે.

હવે આપણે, આ શક્તિને કેવી રીતે નાથીને ઉપયોગમાં લીધી છે તે વિષે થોડું વિચારીએ. તો આગળ દર્શાવેલ આકૃતિ પ્રમાણે, ગ્રેફાઈટમાંથી બનાવેલી ઈંટોની વચમાં યુરેનીયમના સળીયાઓ વાળા પાઈપ રાખવામાં આવેછે. આ પાઈપોમાં

યુરેનીયમના સળીયાઓની આસપાસ ઠંડુ પાણી પસાર કરવામાં આવે છે, જે યુરેનીયમમાંથી ઉત્પન્ન થતી ગરમી ને લીધે વરાળ રૂપમાં ફેરવાય છે. આ વરાળ ટર્બાઈન ફેરવવામાં વપરાય છે. ટર્બાઈન થી વિદ્યુત જનન યંત્રો ફેરવાય છે. પરિણામે તેમાંથી વિદ્યુત શક્તિ ઉત્પન્ન કરી શકાય છે.

ઉત્પન્ન થતી ઉષ્ણતા અને શક્તિનું નિયંત્રણ કરવા માટે યુરેનીયમવાળા પાઈપની જ નજદીકમાંજ કેડમીયમ ધાતુના સળીયા હોય છે. તેમને પણ પાઈપમાં રાખવામાં આવે છે. અને તે એવી રીતે ગોઠવેલા હોય છે કે, તેમને પાઈપમાં વધુ કે ઓછા ઉંડા ખોસી શકાય છે. અને તે યંત્ર અને ઉચ્ચાલન દ્વારા, વધુ કે ઓછા ખોસેલા, પાઈપમાં રાખી શકાય છે. ઉપરાંત નુકશાન કર્તા કિરણોને શોષી લેવામાં, ગ્રેફાઈટની ઈંટો ઉપરાંત આ કેડમીયમના સળીયા વધુ ઉપયોગી નીવડે છે.

આ આખી ગોઠવણને અણુ ભઠ્ઠી તરીકે ઓળખવામાં આવે છે. ઉપરાંત, ઉત્પન્ન થતી વિષમય અણુરજ ને ભઠ્ઠીમાંથી ફેલાતી અટકાવવા માટે, અને રક્ષણ મેળવવા માટે, ભઠ્ઠીની આસપાસ જૂદી જૂદી ધાતુઓ અને સીમેન્ટ કોન્ક્રિટની બનાવેલી જાડી દિવાલો વડે આ ભઠ્ઠીને સંરક્ષવામાં આવે છે. જેથી તેની અસર બહાર ફેલાવા ન પામે.

જે વરાળ ઉત્પન્ન થાય છે તેમાં પણ ઘણાં નુકશાન કરતાં ઝેરી તત્વો આવેલાં હોય છે. એટલે આવી વરાળને, તેનો ઉપયોગ કર્યા પછી. તેનું પાણી બનાવી દઈ તેને ઠારવામાં આવે છે. અને જ્યારે તેની અસર ઓછી થતાં, તેને નદી કે નાળામાં વહાવી દેવાય છે. આ રીતે શક્તિને નાથીને તેનો ઉપયોગ મોટર; સબમરીન, આગબોટો, વિમાનો વગેરે વાહનો માં ઠારે ઠારે થવા લાગ્યો છે.

એમ મનાય છે કે, કોલસામાંથી ઉષ્ણતા અને શક્તિ પ્રાપ્ત કરીએ તે કરતાં, આ ક્રિયા વધારે લાભદાયી નીવડે છે. કારણ કે ૧ ગ્રામ જેટલુંજ યુરેનીયમ, જે શક્તિ અને ઉષ્ણતા પ્રદાન કરી શકે તેટલી શક્તિ ઉત્પન્ન કરવા માટે અઢી ટન કોલસો તેની સરખામણીમાં જોઈએ. છતાં યુરેનીયમના બહોળા પાયા ઉપરના ઉત્પાદન ઉપર આ પ્રશ્ન અવલંબે ખરો.

તે સિવાય પણ બીજા ઘણાં ઉપયોગી તત્વો પેદા કરવામાં આ શક્તિનો ઉપયોગ થાય છે. અને તબિબિ સારવારમાં તે તત્વો ઘણા લાભદાયી નીવડ્યાં છે.

રેડીયો એક્ટીવ ફોસ્ફરસ, હાડકાના સંધાણમાં પ્લાસ્ટીક સર્જરીમાં, અને મગજના રોગો ઉપર વપરાય છે. રેડીયો એક્ટીવ કોબાલ્ટ કેન્સર જેવાં દર્દો પર વપરાય છે.

રેડીયો એક્ટીવ ગંધક, ઘેટાંમાંથી વધુ ઉન મેળવવા માટે વપરાય છે. રેડીયો એ. આયોડીન ની મદદથી થાઈરોઈડ ગ્લાન્ડ ના રોગો મટે છે.

રે. એ. કાર્બન છોડવાઓની તેજ સમીકરણ ની ક્રિયામાં થાય છે. એટલે ટુંકમાં કહીયે તો જ્યાં વિદ્યુત શક્તિ નો અભાવ હોય, તેવાં ગામડાઓ માં પણ વટાણા જેવડાં આ રેડીયો એ. તત્વો તબીબી સારવાર માટે ખૂબજ આશિર્વાદ સમાન નિવડે તેમ છે.

ઉપરાંત કૃત્રિમ ઉપગ્રહો ની સફળ અવકાશ યાત્રા માટેની શક્તિ પૂરી પાડવામાં આ શક્તિનો ઉપયોગ આવશ્યક બની રહ્યો છે.

અત્યાર સુધીમાં, આપણે તેના ઉપયોગની, તો વાત જાણી પણ તેનું બીજુ પાસુ પણ સાથે સાથે વિચારી લઈએ.

એમ કહેવાય છે કે 700 જેટલા કોબાલ્ટ બોમ્બનો ઉપયોગ એકી સાથે કરવામાં આવે તો આપણી દુનિયાને ફરીથી ઉત્પન્ન કરવાની જરૂર પડે. એટલેજ, આ શક્તિમાં રહેલી વિનાશકતાનો પરિચય આપવાનું બસ છે. ઉપરાંત જે અણુરજ ફેલાય છે તેમાં સ્ટ્રોન્શીયમ જેવાં તત્વ હોવાથી કેન્સર, લકવો જેવા રોગો થાય છે. અને રજનું પ્રમાણ વધારે હોય તો મનુષ્યના જીવંત કોષોનું વિભાજન શરૂ થાય છે. પરિણામે મૃત્યુ નિપજે છે.

દરેક અણુ પ્રયોગએ પરિણામે વાતાવરણમાં અણુરજનો વધારો થયેજ જાય છે. તેની અસર લાંબે ગાળે મનુષ્ય ઉપર થવાનીજ. અને દૂરની પેઢીએ તેમનાં રૂપ અને કદ ઉપર તેની અસર થવાનીજ કદાચ મનુષ્યત્વ રહેશે કે નહિ તે પણ શંકાસ્પદ છે. છતાં કુદરતના ધારા પ્રમાણે સર્જન અને સંહારનો સુમેળ થવો જ જોઈએ, અને એ રીતે જોતાં અણુ શક્તિનો ઉપયોગ વિકાસ સારો જ કરો છે



બાળકૃષ્ણ જી. પંડયા.
(B.Sc. S.T.C. B.Ed.)

# ૨૭ ગુલામીનાં બંધનો

રાજકિય નેતાઓ કે તેમના લાગતા વળગતા માણસોનાં નિવેદનો, ભાષણો યા લખાણો સિવાય, આજે દસ દસ વરસના વ્હાણાં વીતી જવા છતાં, સમગ્ર ભારતમાં આઝાદીનાં વાસ્તવિક દર્શન થયાં જણાય છે ? - સહુ કોઈ વર્ગના આત્મામાં આઝાદ માનવ તરીકેનું નૂર દેખાતું જ નથી, આનું કારણ શું ? આત્મ નિરીક્ષણનાં આ અવસર માપિએ, જાતને શોધવાની, ઉંડાણમાં આત્માને ઓળખવાની ફુરસદ, આજે સત્તા ઉપર રહેલાઓ, કે પ્રજા, બન્નેમાંથી એકેયને કેમ નથી ?

સ્વતંત્રતા મળ્યા પછી, પણ તે કોઈની મહેરબાનીથી ટકવાની નથી. ગુલામીનાં બંધનો જેટલાં બાહ્ય પરિસ્થિતિ ઉપર આધાર રાખે છે, તેના કરતાં પ્રજાની માનસિક સ્થિતિ ઉપર વધુ આધાર રાખે છે. ભારતની પ્રજામાંનો એક મોટો વર્ગ ભલે આજે એમનો એક વર્ગ, સત્તાના સ્થાન પર હોય છતાં મૂળતો એ પ્રજાનો જ એક ભાગ છે ને ! ગુલામીની જાળમાં કેટલાએ વર્ષોથી અટવાએલી, એ બધી, નિર્બળ પ્રજાનું અંગજ છે ને ! પોતાની દરેક બાબતોમાં પારકાના મ્હોં સામે જોવા ટેવાઈ ગયેલા ભારતવાસીઓ, પ્રથમતો આર્ય સંસ્કૃતિના રંગે રંગાયેલા હતા. તપ, ત્યાગ, સંયમ, સહિષ્ણુતા, સદાચાર જેવા ઉત્તમ કોટિનાં ગુણો એમના પ્રાણોમાં શ્વાસોચ્છવાસની જેમ ધબકતા હતા. ભારતની પ્રજા સાદી અને સંતોષી હતી. એટલે જ સુખી હતી. અને પરાધીનતા નહતી; પણ, ધીરે ધીરે તપ, ત્યાગ, સંયમ, બ્રહ્મચર્ય ગયાં, સાદાઈ પાપ અને ભય માં સાદાઈ નષ્ટ થઈ પાપ અને ભય રહ્યાં, સ્વાર્થ, તૃષ્ણા, ભોગ, અનાચાર, અત્યાચાર અને સ્વચ્છંદતા આવી; દંભ, દુરાચાર તથા સ્વાર્થ વધ્યાં; પરિણામે ભારતની આર્ય પ્રજા પોતેજ પોતાની જાતે ગુલામીની બેડીઓમાં જકડાઈ. છતાં એને પોતાનો એ દોષ બતાવનાર મળ્યું નહિ. એટલે એણે આ બધો ભારે ભાર પર શાસન કરનારી પરદેશી સરકાર પર ઓઢાડયો.

હા, એક વાત સાચી કે, પરદેશી સરકારે, પરદેશી સંસ્કૃતિ, અને રહેણી કરણી; ભાષા, શિક્ષણ આ બધા દ્વારા આપણને ગુલામીનાં બંધનોમાં વધુને વધુ જકડી દીધા. પરંતુ કહેવત છે કે :- "સ્વાર્થને આંખ હોતી નથી". એમને તો આપણા ઉપર શાસન કરવું હતું. એટલે એણે તો, આપણને ધોળે દિવસે, આકાશના તારા બતાવ્યા. શિક્ષણ તથા પ્રગતિને બ્હાને, આપણી, પરાપૂર્વથી ચાલી આવતી સંયમી અને મર્યાદિત પ્રણાલિકાઓને, વ્હેમ અજ્ઞાન, જડતા ઈત્યાદી કહીને, આપણને પશ્ચિમાત્ય સાહિત્યનું અને સંસ્કૃતિનું ઘેન લગાડ્યું. એનાજ

સાધનોથી આપણે આપણી પ્રગતિ અને આબાદીને મૂલવતા શીખ્યા. આજે એ પરદેશી સરકાર ભલે ભારતમાંથી પોતાના બિસ્તરા-પોટલાં લઈને, ઉપડી ગઈ પરંતુ એને આપણી પ્રજાના માનસ ઉપર જે ગુલામીનાં જાળાં બિછાવ્યાં છે તેનાં મૂળ ખૂબ ઉંડા છે. એથી જ આપણે આપણી ઉન્નતિ, આપણું ભાવિ આપણા હાથમાં સોંપ્યાં છતાં, કેવળ એક બાજુ ઉપર દોષો ઢોળી એક બાજુની નબળાઈઓ ઉઘાડી કરીને પરદેશી યવનોના ઘેનમાં ઘેલા બની કંઈજ કરી શકતા નથી. ભારતની પ્રજામાં, જે શાંતિ જોઈએ, તેને બદલે જે અશાંતિનું વાતાવરણ જગાવ્યું છે, તે પ્રગતિ કે આબાદીનું ચિન્હ હશે કેમ ?

ભારતની પ્રજામાં, ઈર્ષ્યા, કુસંપ, અસહિષ્ણુતા, સંતાન લોભ, સ્વાર્થવૃત્તિ, સ્વચ્છંદતા, પરદેશી સંસ્કૃતિ ભાષા, શિક્ષણ, રહેણીકરણીનો મોહ, વિજ્ઞાનમાં વિનાશક સાધનોની ઘેલછા, રેલ્વે, તાર, રેડિયો, વાયરલેસ, એરોપ્લેન, સબમરીન, અણુ અને હાઈડ્રોજન બોમ્બ વગેરે આધિભૌતિક જડ પ્રલોભનોથી પ્રગતિ, સુધારો અને ક્રાંતિના ભોજાઓ, ભારતની પ્રજાના માનસ પટપર, ઘર કરીને વળગી રહેલાં, ગુલામીનાં બંધનો છે; જ્યાં સુધી આ બંધનો નહિ તોડી શકીયે, ત્યાં સુધી આઝાદીની વાતો પોકળ છે કારણ કે આબાદી અને ઉત્ક્રાંતિ કલ્પના જેવી છે.

સ્વતંત્રતા રૂપી છોડો આપણે જેટલો પાણી પોષીને, જેટલો સુંદર અને મોટો બનાવીએ તો જ આબાદીને પંથે, ભારતની પ્રજા વિચરી રહી છે, એમ કહી શકાય, નહિતો આબાદી, કે પ્રગતિની વાતો કરવી નિરર્થક છે. આ સત્ય હકિકત ભારતવાસી પ્રજાજનો એ પોતાના હૃદયમાં ઉતારી તેનું સતત મનન કરવું ઘટે છે. "જય મહા ભારત".

શાહ જી. સી.

## કેટલાક દેશોની સરેરાશ વયમર્યાદા

| દેશનું નામ | પુરુષ | સ્ત્રી | દેશનું નામ | પુરુષ | સ્ત્રી |
|---|---|---|---|---|---|
| અમેરિકા .... | ૬૦ વર્ષ .. | ૬૫ વર્ષ | ભારત | ૨૬ | ૨૬ |
| ઇંગ્લેન્ડ .... | ૬૦. | ૬૪. | ચાઇના | ૩૪ | ૩૪ |
| ઓસ્ટ્રીયા .... | ૬૩. | ૬૭. | આફ્રીકા | ૬૪ | ૬૦. |
| ફ્રાન્સ .... | ૫૪ | ૫૬ | | | |
| જર્મની .... | ૫૯ | ૬૨ | | | |
| ઈટાલી .... | ૫૩ | ૫૬ | | | |
| નોર્વે .... | ૬૦ | ૬૩ | | | |
| રશિયા .... | ૪૧ | ૪૮ | | | |
| સ્કોટલેન્ડ .... | ૫૦ | ૬૩ | | | |

ભીખુ પટેલ
સંગ્રહકરનાર.

# ૨૮ સર્વ કર્મોમાં ફળનો ત્યાગ કર

ભગવાન શ્રીકૃષ્ણ અર્જુનને જણાવે છે દર્શન વિશ્વ રૂપનું. પણ તે અદ્ભૂત હોવાથી અર્જુનના ચિત્તમાં ભીતિ ઉત્પન્ન થાય છે, - અને તેથી, તે ભગવાનની સગુણ મૂર્તિના રૂપમાંજ ભક્તિ કરે છે. પણ ભગવાન તેને સાકાર અને નિરાકાર, એમ બન્ને રૂપનો ખ્યાલ આપી - ભક્તિથી સગુણ રૂપની, અને યોગથી નિર્ગુણ રૂપની પ્રાપ્તિ થાય છે, એમ બતાવે છે ત્યારે અર્જુન પ્રશ્ન કરે છે, - હે દેવ, "જે, એક નિષ્ઠાથી આપના સગુણ રૂપની ઉપાસના કરે અને જે, અવ્યક્ત અવિનાશી તથા નિર્ગુણ બ્રહ્મની ઉપાસના કરે છે તે બંન્ને પ્રકારના ભક્તોમાંથી, ભક્તિનું ખરું તત્વ કોણ સમજ્યું છે?

ત્યારે ભગવાન જણાવે છે કે-" ગમે તે રીતે - સગુણ કે નિર્ગુણ રૂપે, જે ભક્ત મને ભજે છે, તે મનેજ આવીને મળે છે. યોગના બળથી કંઈક અધિક પ્રાપ્તિ થતી નથી. ઉલટી તેમને અધિક યાતના ભોગવવી પડે છે. આમ ભગવાન આડકતરી રીતે ભક્તિ માર્ગનો આદેશ કરે છે. કારણ ભક્તિ માર્ગનો સ્વીકાર કર્યાથી (યાતના) કષ્ટો - શોષવાં પડતાં નથી.

હવે ભગવાન ભક્તિમાર્ગનો ખ્યાલ આપી, તેમાં પણ, જે સર્વોત્તમ અને સરળ રસ્તો છે, તે બતાવે છે. સૌ પ્રથમ ભગવાન કહે છે કે - જે મનુષ્ય, પ્રેમ પૂર્વક. મને ભજે છે અથવા તો મન અને બુદ્ધિને મારામાં મૂકી મારા સ્વરૂપને ભજે છે, તે, મને આવી મળે છે. કારણ, મન અને બુદ્ધિનો ભગવાનમાં વાસ-તવ થવાથી, મારા તારા વચ્ચેનો ભેદભાવ રહેતો નથી; એટલેકે જેવી રીતે પ્રાણ જ્યાની સાથે ઇંદ્રિયજ્ઞાન પણ ચાલી જાય છે, તેજ પ્રમાણે, જ્યાં મન અને બુદ્ધિ એકત્ર થાય છે, ત્યાંથી અહંકાર પણ આપોઆપ ચાલ્યો જાય છે. અને આમ અહંકારનો નાશ થવાથી, સર્વ વ્યાપક રૂપની પ્રાપ્તિ કરી શકાય છે.

બિન સાંપ્રદાયિક વાદને મહત્વ અપાયું અને અત્યારે જે કેળવણી આપણને મળેછે. તેમાં ધાર્મિક શિક્ષણના અભાવ કરીને નીતિ અને ચારિત્ર્ય વિહિન અભ્યાસો ઊભા થવા લાગ્યાછે.

સંસ્કૃતિનો વારસો જાળવી રાખવો કે તેની વૃદ્ધિ કરવી એ હાલમાં અશક્ય બન્યુંછે. કારણકે સમાજ આજે આંધળીયા કરી રહ્યોછે. કેટલાક ચિંતકોએ આશ્રમ શાળાઓ સ્થાપીછે. શાંતિનિકેતન; દયાનંદ સરસ્વતિના ગુરૂકુળો; ગાંધીજીની વિચાર સરણી વાળા આશ્રમો, વગેરેમાં ધાર્મિક જીવનને મહત્વ અપાયછે. ધાર્મિક શિક્ષણ શિવાયની કેળવણીમાંથી શુન્ય પરિણામ ઉપજેછે.

આ જગતજ નહિ પણ આખુંય બ્રહ્માંડ ઈશ્વર સ્વરૂપછે. તેનો આદિ કે અંત નથી, તે અનાદિછે. કેવળ ઈશ્વરભક્તિ કરવાથીજ ઈશ્વર પામી શકાતો નથી. પણ પરોપકાર અને સેવા દ્વારાજ તેનો સાક્ષાત્કાર થઈ શકેછે. અને ભક્તિ તેમાં વધારો કરેછે. જ્યારે જ્યારે પૃથ્વી ઉપર અનર્થો વધેછે, ત્યારે ઈશ્વર પોતાના અંશ રૂપે જન્મ લેછે. અને તે દ્વારા માર્ગદર્શન કરેછે. પુનર્જન્મ જરૂર છેજ. કર્મોનો વારસો અને બદલો અવશ્ય મળેજછે. જીવનનું અંતિમ ધ્યેય મોક્ષ છે, મુક્તિછે. સત્ય, સંયમ, સેવા જીવનમાં કેળવવા જેવાં અને અનુભવવા જેવાં તત્વોછે. સત્યમ્ શિવમ્ સુન્દરમ્ એ જીવનના આદર્શોછે.

આવા આદર્શો, આજના વૈજ્ઞાનિક યુગમાં ... નાસ્તિક વર્ગ માનતો નથી. અત્યારે તેની ધૂન તો કુદરત ઉપર વિજય મેળવવા માટેની છે. પણ તે જાણતો નથીકે આ પરદેશની ઢબછબ અને રીત-રિવાજો આપણા દેશને અનુકુળ નથી. સંસ્કૃતિનો નાશ થતાં, દેશનો પણ ક્ષય થાયછે.

વિદ્યાર્થીઓમાં જે આછકલાપણું, અભિમાન, નાસ્તિકતા, કુટેવો, અનીતિ, અસંયમ જેવા અનિષ્ટો ઉદ્ભવવા પામ્યાં, તેનુ પરિણામ આધુનિક કેળવણીજ કહી શકાય. આધુનિક ગુરૂઓ પણ બુદ્ધિવાદને લાભે થયા. તેમના સંસ્કાર બદલાયા, એટલે તેમનું ચિંતન પણ બદલાયું. અનુકરણ એજ શિક્ષણનું સાધન બન્યું. અને સાધ્ય પલટાઈ ગયું. અત્યારનો સમાજ એક છાપેલાં બીબાં જેવો ઉદ્ભવ્યો અને રહ્યું સહ્યું સ્વત્વ અને આધ્યાત્મિક પાસું ઘસાઈ રહ્યુંછે, તેને બચાવવા અથવા ઉગારવા, સમાજ અને રાજ્યના પ્રયત્નો અવશ્ય કામ લાગે. પણ જ્યાં સુધી બાળકસમાજ પોતાનો રાહ બદલવા વિચાર ન કરે, અને અનુકરણ પાછળ ઘસડાઈ જાય, તો પછી હવેનો સમાજ શેમાં પરિણમશે, તે વિચારી શકાયજ નહિ. વર્તન, વાણી.

વિચાર, આચારમાં તો વિદ્યાર્થીઓએ બદલાવાનું જ રહે છે.

શરમજનક વાત તો એ છે કે સંસ્કૃતના પ્રખર પંડિત થવા માટે જર્મની તરફ નજર નાખવી પડે છે. શાળાઓ બહુલક્ષી અથવા સર્વાંગી વિકાસને અનુકુળ નથી. ધાર્મિક શિક્ષણનો અભાવ છે. આચાર વિચાર અને ધર્મની બાબતમાં મીંડું છે. ઉદ્યોગીકરણને અનુકુળ શિક્ષણ અપાતું નથી. વ્યક્તિગત વિકાસ માટે કોઈ પ્રયત્ન નથી. ચારિત્ર્ય ઘડતર કરવા ચારિત્ર્યશીલ ગુરૂઓ નથી. રાજ્ય બંધારણમાં ધર્મને સ્થાન નથી તો પછી એ બંધારણ કેવું? એ કેળવણી કેવી? અને તેમાંથી નીકળતાં બાળકો પણ કેવાં? બિલકુલ જાણે પરદેશીનો પડછાયો જ જોઈ લો.

આ બધું વિચારતાં શિક્ષણ પ્રથા, કેળવણીના ધ્યેયો અને કેળવણી એ બધું જ આપણા સમાજને અનુરૂપ ઘડાવું જોઈએ, તેમાં જ સમાજનો ઉધ્ધાર છે, વિદ્યાર્થીનો વિકાસ છે. અને હિંદુ ધર્મનો ઉદય સમાયેલો છે.

शिवमस्तु।

બાળકૃષ્ણ પંડ્યા.

---

## ૩૦ કંઈ નથી

ઊંચુ બિલ્ડીંગ હોય પણ;
નળ નથી તો કંઈ નથી.
સરોવર મોટું હોય પણ;
જળ નથી તો કંઈ નથી.
વિદ્યાર્થી સારો હોય પણ;
વિનય નથી તો કંઈ નથી
બૂટ સારૂં હોય પણ;
બક્કલ નથી તો કંઈ નથી.
મામા મામી હોય પણ
અક્કલ નથી તો કંઈ નથી.

જી. સી. શાહ (ડીસાવાળા)

## ૩૧. વાતચીત :- (એક કલા)

વાતચીતમાં એ બાબતનું પુરં ધ્યાન રાખો કે કોઈનો જીવ દુભાય તેવી વાત ન કહેવાવવી જોઈએ. વાતચીતનો જ્યાં સુધી, બની શકે ત્યાં સુધી, કટાક્ષ, આરોપ, ટોણાં મારવાં તેમજ જેમતેમ બોલવું વગેરેથી બચાવવી જોઈએ. હોદ્દાના અભિમાનમાં ચકચૂર બનીને કોઈને કઠોર વચન કહેવાં, એ તો પોતાનું પોત જાહેર કરવા બરાબર છે. કોઈ અપરિચિત સાથે ઓળખાણ કરવા માટે વધુ પડતી વેવલાશ ન બતાવવી જોઈએ. અને ખાસ જરૂર વગર સામા માણસને તમે કયો ધર્મ પાળો છો? શું કરો છો? તમારો પગાર કેટલો છે? આવી આવી પ્રશ્નાવળી કરી તેના અંગત જીવનમાં ઊંડા ઉતરવું ન જોઈએ.

વગર કારણે કોઈની વાતમાં ખોટી રીતે હૂંકારો પૂરાવતા રહેવું એટલે તે માખણ લગાડવા બરાબર છે. અને જે વાતો ખરેખર હકીકત રૂપે હોય, તે સાંભળી તેને તોડી પાડવાનો પ્રયાસ કરવો એ જ વિતંડાવાદ ઉભો કરવા બરાબર છે. અને તેથીજ વાતચીત દરમ્યાન ખૂબજ સાવધાન રહેવું જરૂરી છે.

વાતચીત એ માણસ માટેનો માપદંડ છે અને એક કલા પણ છે. અને સાથે સાથે માણસનું પરિવર્તન કરવાનું એક અસરકારક સાધન પણ છે. ઘણા માણસોએ વાતચીતની કલા એટલી સરસ રીતે પચાવી હોય છે કે, પોતાના વિચારો અને સિદ્ધાંતો બીજાને સંપૂર્ણ રીતે તે ઠસાવી શકે છે. પરંતુ આ કલાકારો એ પણ ધ્યાન રાખવું જોઈએ કે તેઓ જે જે સાધનનો ઉપયોગ કરે છે અથવા કરી રહ્યા છે તે ખરાબ ધ્યેય માટે ન વપરાવવું જોઈએ.

બીજાના ઉચ્ચ વિચારોને ટેકો આપવામાં અને તે માટે કદાચ જરૂર પડે તો તેના વખાણ કરવામાં બે ચાર શબ્દો વાપરવા પડે તો તે ખુશામત નથી. પરંતુ પરોક્ષ વ્યક્તિની નિંદા કરવામાં એક પણ શબ્દ વાપરવો તે સભ્યતાની નિશાની નથી. વ્યક્તિના સારા ધ્યેયને મદદ રૂપ બનવા વાપરેલા શબ્દો, છેવટે તો, તે આગળ ઉપર પ્રસંગ પડે વ્યાજ સાથે વસુલ થાય છે. જ્યારે નિંદા અને પારકી પંચાત કરનાર તો સમાજની ઘૃણાને જ પાત્ર બને છે.

(નોંધપોથીમાંથી)

કાન્તિ. લા. દવે.
રાજપુર.

# -૩૨- મંગલ-વાણી



તું ભણો અભણ મે બાપને દુભાવીશ તો તેમની ઈચ્છા નહીં હોય તોપણ તેમના હૈયામાંથી તારા માટે 'શ્રાપ' નીકળશે, જેથી તું કાંતો લક્ષ્મીહીન થઈશ, અથવા તો પુત્રહીન થઈશ. માબાપથી વધારે ભણેલું; સમજું છું; એવું માનીને તું એમનું અપમાન ન કરીશ. યાદ રાખ! કે:- તેમના હૈયાનું એક આંસુ તારી બધી સંપત્તિ બાળી મૂકવાને સમર્થ છે.

જે ભણતરથી ધન પેદા થાય છે, તે ભણતર ભલે તું વધારે ભણતો હોય, જે બુદ્ધિથી સાચાનું જૂઠું અને જુઠાનું સાચું થાય છે તે બુદ્ધિ ભલે તારામાં વધારે હોય, વિશેષ હોય. પણ તારા માતા પિતા ઉપર સચ્ચાઈ મેળવવામાં એ ભણતર ને તારી આ, બુદ્ધિ, આ બધુંય નકામું છે.

માટે તું તારા માતાપિતાને દેવસમાન માન, અને સચ્ચાઈથી આશીર્વાદ મેળવીને સુખી જીવન ગુજર !!!

— અરવિંદકુમાર રસિકલાલ જાની.
'રાજપિપળા'

### અધુરો ઘડો :-



અજ્ઞાનીને રાજી કરવો એ સહેલું છે, સુજ્ઞ-પુરુષને તો તેથી પણ વધારે સહેલું છે. પરંતુ જે પુરુષ જ્ઞાનના 'એક કણ' વડે જ પોતાની જાતને બહું ડાહ્યો માની બેઠો છે તેવા-અધકચરા જ્ઞાનીને તો બ્રહ્મા પણ રાજી કરી શકતા નથી.

'અરવિંદ' જાની.

# ૩૩. કપટી સાધુ

સવારના પહોરમાં આકાશની અંદર લાલ ગુલાબી રંગ પ્રસરી રહ્યો હતો. સૂર્યના કોમળ કિરણોથી દરેક સજીવ વસ્તુ ચેતનવંતી બની રહી હતી. પક્ષીઓ પોતાના માળાનો ત્યાગ કરી વૃક્ષની ડાળી ઉપર એકઠા થઈને તરહ તરહની બોલી બોલતાં હતાં. પૃથ્વી પરનો માનવી પણ સૂર્યના ચેતનવંતા કિરણો મેળવીને જુદાજુદા કાર્યો કરવા શક્તિમાન બન્યો હતો. બાગની અંદર સૂર્યમુખી ફૂલો સૂર્યનાં દર્શનનો લાભ લેતા સોળ કળાથી ખીલ્યાં હતાં. વૃક્ષો પાંદડાં શિતલ અને પ્રણય પ્રેરક વહેતા પવનના પ્રવાહથી ખડખડાટ હસી રહ્યાં હતાં. આવા કુદરતી દૃશ્યની અંદર સૌ પોતપોતાના કામમાં જોડાયા હતા.

એવા વખતે એક મહાન સાધનાશિલ પણ ક્રૂર અને કપટી, સંસારની લીલામાં રસ લેનાર એવો એક સાધુ સાધના અને મંત્રના બળથી આકાશમાં ઉડતો ઉડતો, જ્યાં ઉજ્જૈન નગરીના રાજા ઉદયભાનુની કુંવરી કંચના પોતાના મહેલની અગાસીએ બેસીને માથું ઓળતી હતી ત્યાં થઈને પસાર થયો. સાધુની દ્રષ્ટી આ કંચન વરણી, કોમળ નાજુક શરીરવાળી, રૂપમાં પણ ઉત્તમ, લાલ ગુલાબી હોઠ, મૃગના જેવા નયન અને અતિ કોમળ મુખ તથા કિંમતી વસ્ત્રો વાળી રાજકુંવરી પર જઈને ચોંટી. [illegible] વિચાર કરી જરૂરી કામને લીધે, બાવો તેને બાજુ ઉપર મૂકીને તેને ભૂલી જઈને પોતાના કામ માટે ગયો. કામ પતાવ્યું અને પાછો મગજમાં દાબેલો વિચાર ઉભરાતાં, તે કુંવરી કંચનાના મહેલ તરફ આકાશી રસ્તે ગયો.

બરાબર રાત્રીના બારનો સુમાર હતો. વાતાવરણ બિલકુલ શાંત હતું. રાજદરબારમાં બધાજ માણસો રાત્રિનો આરામ કરવામાં સમય પસાર કરી રહ્યા હતા. અને ઉંઘતા હતા તેવે સમયે આ સાધનાશાળી બાવો રાજકુંવરીના અગાસીમાં ઉતર્યો. તેણે અગાસીના બારણાને ધક્કો મારી બારણું ખોલ્યું. અને અંદર પ્રવેશ્યો. કંચના શાંતિથી પોઢેલી હતી. તેને તો આવી બીના બનશે તેવો સ્વપ્ને પણ ખ્યાલ નહોતો. પછી સાધનવિદ્યાના બળવાળા સાધુએ સવા લાખની તળાઈમાં પોઢેલી કંચનાને પલંગ સહીત ઉઠાવી અને ગામ બહાર જઈને કંચનાને જગાડી. કંચના તો ઉઠતાંની સાથેજ, જેવી રીતે મૃગ પોતાની બાજુમાં સિંહને જોઈને હેબતાઈ જાય તેવી રીતે, આ લાંબી જટા અને મૂછ અને દાઢીવાળા પ્રચંડ શરીરવાળા સાધુને જોઈને ગભરાઈ ગઈ. છતાં ચાસ ન પડતાં ક્રોધ સ્વરૂપમાં આવીને પ્રશ્ન પૂછ્યો.

"મને અહિં તું શા માટે લાવ્યો છે?".

બાવાએ જવાબ આપ્યો. " કંચના પૂનમની અજવાળી દૂધ જેવી રાત્રી છે. તારાઓ આકાશમાં ચમકી રહ્યા છે. પોયણાઓ ખીલી રહ્યા છે. દસે દિશાઓ શાંત સ્મશાન જેવી પડી છે. અત્યારે મારું કે તારું અહિં કોઈ નથી, અત્યારે તું મને મારી સાથે લગ્ન કરવાનું વચન આપે તો વળી વિશેષ આનંદ અનુભવીએ."

સાધુના આવા કટુ વચનો સાંભળીને, મહાકાળી માતાજીનું રૂપ જેવી રીતે બાર વાગે ક્રોધસ્વરૂપ હોય છે તેવી રીતે અહીં કંચનાએ પોતાની કેડમાંથી એક કટાર કાઢી અને જેવી રીતે સિંહ પોતાના શિકાર ઉપર તરાપ મારે છે તેવી રીતે તે તાડુકી ઉઠી અને ભયભીત વાણીથી બોલી " અરે દુષ્ટ મને અહિં લાવનાર તું વળી કોણ? હું જ્યાં હતી ત્યાં પહોંચાડી દે નહીંતર આ બે ધારી કટાર થી તારું મૃત્યુ થશે."

બાવાએ મનમાં વિચાર કર્યો કે જેવી તે સુંદર છે તેટલીજ તે શક્તિમાન અને ક્રોધી છે. માટે આ સ્ત્રીને કંઈક ચમત્કાર તો જરૂર બતાવવોજ પડશે. એમ વિચારી તે બોલ્યો " જો તું મારી સાથે લગ્ન નહિ કરે તો હું તને બાળીને ભસ્મ કરી દઈશ." એમ બોલી એ બાવાએ સામેના ઘેઘુર વડલાના પ્રચંડ ઝાડને, ધૂળની ચપટી ભરી મનમાં મંત્ર બબડીને તે ઝાડ તરફ ફેંકી અને ફેંકતાની સાથેજ વિજળીના ઝબકારાની માફક એક મોટો ભડાકો થયો અને વડલાના ઝાડની જગ્યાએ રાખનો ઢગલો બની ગયો. છતાં પણ કુંવરીએ તેની સાથે લગ્ન કરવાની દૃઢતા થી ના પાડી તેથી બાવાએ તો સ્ત્રી ઉપર એક પાણીની અંજલી છાંટી. અને તેને બેભાનાવસ્થામાં આવી પછી તે બાવાએ ખાટલા સહીત ઉપાડીને પોતાના નિવાસ સ્થાને લઈ ગયો. અને પાછી ભાનમાં લાવ્યો. અને પોતાની લીલાના ચમત્કારો કરવા લાગ્યો. છતાં પણ કંચના એકની બે ન થઈ. એમ કરતાં કરતાં સવાર થઈ ગયું.

બાવાએ વિચાર કર્યો કે બધી વિદ્યા શીખ્યો પણ માણસોના દિલ જીતવાની એક અજબ વિદ્યા તો સાવ બાકી રહી ગઈ છે. તેમ વિચારી તે અગિયાર દિવસો સુધી એ સ્થાન તજયાં વગર ચર્યા કરવા લાગ્યો.

હવે આ બાજુ સવારમાં જુએ તો કુંવરી બેન ગાયબ. કંચનાની ગંગા સ્વરૂપ માતા સોનબા પલંગ સહીત કંચનાને ગાયબ થયેલી જોઈને મૂર્છા પામીને પડી ગઈ. થોડીવારે રાજાને પણ આ વાતની ખબર મળી એટલે તેઓ ઉતાવળા પગે દોડી આવ્યા. પરંતુ જ્યાં કંચના છેજ નહીં ત્યાં પછી શો ઉપાય. તે રાજમાતા સોનબાને પાણી છાંટી પંપાળી અને શુદ્ધિમાં લાવ્યા. એણે આખા રાજ્યમાં ઢંઢેરો પીટાવ્યો, ગામે ગામ સાધુ સંતો મોકલ્યાં અને બીજે દિવસે એક સમગ્ર પ્રજા જનોની સભા ભરી અને તેમાં સાત પાનનું બીડું બનાવીને મહારાજા ઉદેભાણુએ શબ્દો ઉચ્ચાર્યા " મારી કંચનાને જીવતી અથવા મરેલી મારી પાસે

હાજર કરશે તેને હું મારું અર્ધું રાજ્ય આપીશ. અને જો કંચના સજીવન થશે તો તેની સાથે તુરંત જ લગ્ન પણ કરીશ.!! આખી સભામાં નિઃસ્તબ્ધતા છવાઈ ગઈ દરેકના મગજમાં અનેક વિચારો આવવા માંડ્યા અને બધા લોકો માથા ખંજવાળવા લાગ્યા.

તેવામાં એક વિજયસિંહજી નામનો યુવાન આગળ આવ્યો. તેના ચહેરા ઉપર અનોખું તેજ હતું. તેની વિશાળ આંખો જોતાજ માણસો પીગળી જતા હતા. તેની વિશાળ છાતી, કુદરતે બક્ષેલી શક્તિશાળી હાથની ભૂજાઓ અને દ્રઢ નિશ્ચય વાળો વિજયસિંહ એકાએક ઉભો થયો અને આગળ આવ્યો. પાનનું બીડું હાથમાં લીધું. પોતાના ઈષ્ટ દેવતાનું સ્મરણ કરીને ગુલાબના ફૂલની પાંખડી જેવા પોતાના કોમળ હોઠ પહોળા કરી. દ્રઢતાથી તેણે પાનનું બીડું મોમાં મૂકી દીધું અને બીડું ખાધા પછી તેણે રાજા પાસેથી એક સુંદર ઘોડો, તલવાર કટાર, પોશાક વગેરે લીધા ઉપરાંત એક અંધાર પછેડો માગી લીધો. અને પૂર્વ દિશામાં ઘોડા ઉપર સ્વાર થઈને ચાલવા માંડયુ...

ધીરે ધીરે તે એક ઘોર જંગલમાં આવી લાગ્યો. ત્યાં તેણે એક તપસ્વીને ધ્યાન મગ્ન દશામાં જોયા કે તરત જ ઘોડા ઉપરથી નીચે ઉતર્યો. ઘોડાને ઝાડના થડ સાથે બાંધીને જંગલમાંથી થોડા ફૂલ લઈ આવ્યો અને મહાત્માને ચરણે સમર્પ્યા અને તે પુરુષના ચરણ ચાંપવા લાગ્યો. લગભગ ત્રણ કલાકે મહર્ષિ સમાધિમાંથી જાગૃત અવસ્થામાં આવ્યા અને વિજયસિંહજી ઉપર ખુશ થઈને બોલ્યા

"માગ બેટા માગ"!

"મહાત્માજી હું માગીશ, તે તમો નહીં આપી શકો તો!"

મહાત્માએ મોઢું મલકાવીને વિજયસિંહના માથા ઉપર હાથ ફેરવતા ફેરવતા બોલ્યા

"બેટા! તારે કંચના જોઈએ છે ને ?"

વિજયસિંહ વિજળીની માફક ટટાર થઈ ગયો અને બોલ્યો

"હા મહારાજ !"

"તો પ્રયત્ન કરવાથી અને મારી આજ્ઞાનું પાલન કરવાથી કંચના જરૂર તને મળી જશે... હું તને આ ત્રીસમણનો સોટો આપુ છું. તે તારી બધાજ કામના પાર પાડશે. પરંતુ તે જ્યાં સુધી તારી પાસે હશે ત્યાં સુધી જ કામમાં આવશે માટે કોઈ પણ સંજોગોમાં તેને તું છોડીશ નહીં."

મહાત્માજીના વચનો ધ્યાનમાં રાખીને ગુરુજીને સાષ્ટાંગ દંડવત પ્રણામ કરી તેના જીવનની આશા એવા સોટાને અતિશય વહાલથી હાથમાં રાખી તેના ઈષ્ટ દેવનું સ્મરણ કરી દક્ષિણ દિશામાં ચાલવા લાગ્યો. ચાલતા ચાલતા દૂર દૂર કાગડા ઉડતા જોયા અને ઘણ જોઈ એટલે તે દિશા તરફ વળ્યો. અને એક મોટો પાસે

પહોંચ્યો ત્યારે બાવો મઠી પાસે બેસીને યજ્ઞ કરતો હતો તે યજ્ઞની પૂર્ણાહુતિ માટે ફક્ત એક દિવસ બાકી હતો. જ્યારે કોઈ પણ કાર્યમાં સફળતા મળવાની હોયછે ત્યારે તેની અંદર કુદરત પણ મદદગાર બનેછે. એટલેજ બાવાની મઠી પાસે વિજયસિંહજી અચાનક જ આવી લાગ્યો. બાવાએ એક કૃત્રિમ મહેલ બનાવીને તેમાં કંચનાને રાખી હતી. પણ બાવો પોતાના કાર્યમાં લાગેલો હોવાથી તેને બાહ્ય વાતાવરણની કંઈજ પડી નહોતી તે પોતાના કામમાંજ મશગુલ હતો આજુબાજુ શું થાયછે તેનો પણ વિચાર કરતો નહતો. વિજયસિંહજીને મહેલ જોઈને આશ્ચર્ય થયું તે એકાએક તે મહેલમાં ઘુસી ગયો અને જઈને જુએ તો કંચના આંખમાંથી ગંગા જમના વહેવરાવતી જોઈ. ત્યારે તે પ્રેમના અને આનંદના જળ બિન્દુથી ભરેલા આંખે કંચનાને મળ્યો અને રાજાના કુશળ સમાચાર આપ્યા. કંચનાએ કહ્યું કે ! પ્રથમ આ બાવાને હાલ ફાલકમાંજ મારીનાખો નહિતર તે યજ્ઞ પૂરો કરશે પછી કોઈનાથી પણ મરશે નહિ !!

આ સાંભળતા વિજયસિંહની આંખો લાલચોળ બની. પોતાના ઈષ્ટ દેવતાનું સ્મરણ કર્યું અને કેસરી સિંહની જેમ બાવા પાસે પહોંચ્યો અને બાવાને પડકારી તેની સાથે લડાઈમાં ઉતર્યો. બાવો તેના ઉપર મંત્ર વિદ્યા અજમાવવા લાગ્યો. પરંતુ વિજયસિંહ પાસે સોટી હોવાથી તેની વિદ્યા નિષ્ફળ નીવડી. લગાતાર ત્રણ કલાકની લડાઈ બાદ બાવો મૃત્યુ પામ્યો.

કંચના અને વિજયસિંહ આનંદ કિલ્લોલ કરતાં કરતાં મહાત્મા પાસે પહોંચ્યા તેમને દંડવત પ્રણામ કરી તેમના આશિર્વાદ મેળવ્યા અને સોટી સુપ્રત કરી, એકજ ઘોડા ઉપર બન્ને બેસીને રાજ દરબારમાં ગયાં. રાજાએ અતિશય વહાલથી તેમનું સામૈયું કર્યું અને લગ્ન કરી આપ્યાં. અને વિજયસિંહને રાજ્ય આપ્યું. હવે તેઓ આનંદ વિનોદથી તેમનાં સુવર્ણ દિવસો વિતાવવા લાગ્યાં.

કનૈયાલાલ જોશી.

---

* * * તાંબાના તારમાંથી વહેતો વિદ્યુત પ્રવાહ નરી આંખે જોઈ શકાતો નથી પણ તેની અસરો દ્વારા તેનું અસ્તિત્વ પારખી શકાયછે: તેવી રીતે ઈશ્વર, આપણે જોઈ શકતા નથીજ પરંતુ જ્યારે આ સૃષ્ટીચક્રનો ઉંડાણથી વિચાર માત્ર કરીએ છીયે ત્યારેજ તેની અનંતતા આપણે કલ્પી શકીએ છીયે. અને તેની નિયંત્રણ શક્તિ વિષે આશ્ચર્ય પ્રગટ કરીએ છીયે.

બી. જી. પંડ્યા.

ॐ

# ૐ સંતવાણી

* આળસ નિદ્રા તંદ્રાને કદાપી આશ્રય નહિ આપવાની પ્રતિજ્ઞા લેજો, અનંત ઉદ્યમ અને ઉત્સાહથી વિપુલ વિક્રમ અને પરાક્રમથી તમારા સદ્ભાવ અને સુવિચારોનું તમારે જતન કરવું જોઈએ. નિજ સ્વાતંત્ર્યનો ત્યાગ કદાપી કરશો નહિ. એજ તમારૂં સર્વસ્વ છે.

* महा सफलता क्या है ?
आत्म विश्वास, आत्मनिर्भरता आत्म मर्यादा !

* महा पुण्य क्या है ?
वीरत्व, पुरुषत्व, मनुष्यत्व मुमुक्षुत्व ।

* परम मित्र कौन है ?
उद्यम उत्साह, अध्यवसाय !

* महा शत्रु कौन है ?
आलस्य, निद्रा, तंद्रा, जड़ता रीपु और इन्द्रियगण !

* लक्ष्य क्या है ?
महा मुक्ति आत्मोपलब्धि !

* महा मृत्यु क्या है ?
आत्म विस्मृति !

* महा शक्ति क्या है ?

धैर्य, स्थैर्य, सहिष्णुता।

* धर्म क्या है?
  त्याग, सत्य, संयम, ब्रह्मचर्य।

* प्रकृत जीवन क्या है?
  आत्मबोध, आत्मस्मृति
  आत्मानुभूति।

* અનુભૂતિ, આચરણ અને અનુષ્ઠાન એ ત્રણ ધર્મના પ્રાણ છે. શાસ્ત્રો ભણવાથી કે શાસ્ત્રોની વાતો [illegible] - સાંભળવાથી કદાપી કોઈને [illegible] ની પ્રાપ્તિ થઈ શકતી નથી.

* ધર્મ નથી માળા તિલકમાં, ધર્મ નથી મંદિર મસ્જીદમાં, ધર્મ નથી [illegible] કુરાનમાં, ધર્મ તો છે, અનુષ્ઠાન [illegible] અનુભૂતિમાં, ત્યાગ સત્ય સંયમ [illegible] બ્રહ્મચર્યમાં "

* शक्ति मंत्र [illegible]
  जहाँ शक्ति है वहाँ मोक्ष है।
  हिन्दु। तुम भूल गये कि तुम शक्ति के पूजक तथा उपासक हो, जीन देव देवियोंकी पूजा करते हो वे सब अस्त्र शस्त्र से सुसज्जित है। शिवजीके हाथमे त्रिशूल श्री कृष्णके हाथमें सुदर्शन, श्री रामचंद्रके हाथमें तीर धनु, काली के हाथमें खड्ग - यह सब

देखते हुओ तुम्हारे भीतर महाशक्ति जागृत क्यों नहिं होती ?

## ॥ भारतका आदर्श ॥

जहाँ शक्ति है वहाँ मोक्ष है। भारत। भूलो मत कि तुम ऋषि-योंकी सन्तान हो ! तुम्हारा धर्म और समाज ऋषियोंके हाथों बने हुओ हैं। तुम्हारे जीवनका हर अेक काम ऋषि-योंके द्वारा निर्दिष्ट किया हुआ है ! त्याग सत्य ब्रह्मचर्य यही तुम्हारा सनातन आदर्श है ॥ तुम अीनको अवलंबन किये रहो ! भारत पुनः ज्ञानका भारत बन जायेगा।

ॐ शान्तिः शान्तिः शान्तिः

—•••○•••—